# આત્મિક

# જાગૃત્તિનો જુવાળ

## યાને

### સુવાર્તિક બક્તસીંગ મારફતે અપાયેલો દૈવી સંદેશો.

"જો ખ્રિસ્તનુ આવવું વહેલુ ન થાય, તો જરૂર હિંદુસ્તાનના **દેશી ખ્રિસ્તીઓની** મારફતે પવિત્રઆત્માના પરાક્રમદ્વારા જીવતા ઈશ્વરનો પેગામ દુનિયાભરના દેશોમા પ્રગટ કરવામા આવશે........ ..."


પ્રકાશક :

**ગાબ્રીએલ મંગળદાસ ક્રિશ્ચિયન**

મિરઝાપુર રોડ, લાલ બંગલા પાસે,

રોકડિયા હનુમાન, અમદાવાદ.


કિંમત ૦—૪—૦

# પ્રસ્તાવના

ઇશ્વર પ્રેરિત સુવાર્તિક બખ્તસીંગ જેઓની મારફતે દેવ આપણી સાથે બોલ્યો છે એમ કહેવું અસ્થાને નથી.

તેઓએ અમદાવાદ મધ્યે આત્મિક ભાષણો આપી ગુજરાત ખ્રિસ્તી જનતાને ઊંઘમાંથી જગાડી જીવતા દેવનું ભાન કરાવ્યું છે એમ કહેવું વ્યાજબી છે તેઓની મારફતે આપણામાં જે આત્મિક જાગૃતિ આવી છે તે ખરેખર પવિત્ર આત્માથી થયેલું કાર્ય છે. તેમણે પવિત્ર શાસ્ત્રાધારે જણાવેલા સત્ય સિદ્ધાંતો અંધકારમાં પણ પ્રકાશવંત જ્યોતિ સમાન હોવાથી એક પુસ્તિકા રૂપે પ્રકટ થાય તે ઇચ્છવા યોગ છે. વારંવારના તેના આપણને આત્મિક અજવાળું પ્રાપ્ત થઇ પુસ્તિકા મનનથી ખ્રિસ્તી જીવનમાં આગે ધપાવે એજ હેતુથી આ પુસ્તિકા બહાર પાડવાનું કાર્ય હાથ ધર્યું છે.

તો આ શુભ કાર્યમાં આપ સર્વ આપનો સંપૂર્ણ સહકાર આપી તેને વધાવી લેશો એવી આશા સાથે વિરમું છું.

જેઓએ આ શુભ કાર્યમાં યથાશક્તિ મદદ આપી છે તે બદલ તેઓનો ઋણી છું.

—પ્રકાશક.

---

૧ આ પુસ્તિકાની પ્રતો દરેક ઠેકાણે મળશે.

૨ બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે,

---

મુદ્રક : રણછોડભાઇ વાઘજીભાઇ પટેલ પોતાના મુદ્રકસ્થાન : શ્રી નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ, સંસાર સુધારા હૉલ પાસે, મ્યુ. સે. નં. ૨૪૯૯/૧ ભદ્ર, અમદાવાદમાંથી પ્રસિદ્ધ કર્યું.

# પ્રાર્થના કેવી રીતે કરવી.

મહાન, સર્વ શક્તિવાન, અદ્‌ભુત કાર્યો કરનાર, જીવતા ઈશ્વરની સમક્ષ, કાળા કે ગોરા, કે તવંગર ગરીબ, નાના કે મોટા સર્વએ ધુંટણે પડીને પ્રાર્થના કરવી જોઇએ.

આપણા પવિત્ર શાસ્ત્રના અનેક ઉદાહરણો, સાબીત કરે છે કે, ધુંટણેજ પડીને પ્રાર્થના કરવી જોઇએ.

મહાન વૈભવી સુલેમાન રાજા ધુંટણે પડીને પ્રાર્થના કરતો હતો. ૧ રાજા. ૮;૫૪

પ્રબોધક એઝરા પ્રાર્થના કરવાને ધુંટણે પડયો. એઝરા ૯;૫

ભવિષ્યવાદી દાનિએલ દિવસમાં ત્રણ વાર ધુંટણે પડીને પ્રાર્થના કરતો હતો. દાનિ. ૧૦;૬

દાઉદ રાજા–પ્રબોધક, યાજક, તથા ગીત કર્તા હતો. છતાં ધુંટણે પડીને પ્રાર્થના કરતો હતો. ગી. શા ૯૫;૬

શહીદ સ્તેફન મરણની અણી પર તથા જખમી હતો. છતાં દુશ્મનોને માટે ધુંટણીએ પડીને પ્રાર્થના કરતો હતો.

સંત પાઉલને સમુદ્ર કાંઠે ધુંટણે પડીને પ્રાર્થના કરતો જોઇએ છીએ. પ્રે. કૃ. ૧૦;૩૬–૨૧;૫

ખુદ ઈસુખ્રિસ્તે, એટલે **આપણા તારનારે ધુંટણે પડીને પ્રાર્થના કરી** લુક. ૨૨;૪૧

પવિત્ર બાયબલના સત્ય, અવિચળ, જીવતાં વચનો કહે છે કે, આકાશમાનાં, ભૂમી પરનાં કે ભૂમી તળેનાં સર્વે (ઇસુખ્રિસ્તને નામે) ધુંટણ ટેકવે. ફીલી. ૨;૧૦

ખુદ પ્રભુ કહે છે કે હરેક ધુંટણ વાંકો વળશે. ને જીભ કબુલ કરશે. રૂમી. ૧૪,૧૧

ઇશ્વરની હજુરમાં નાના કે મોટા, તવંગર કે ગરીબ સર્વે સરખા છે. એવું ધુંટણે પડવાથી લાગે છે.

વળી પ્રાર્થના કરતી વખતે સ્ત્રીઓએ પોતાનાં માથાં ઢાંકવાં જોઇએ. ભક્તિની જગાએ ફેશન ચાલશેજ નહિ. પછી તે ગમે તે હોય કાળા કે ગોરા. રાજાઓ, પ્રબોધકો, સંતો, પુરાતન ખ્રિસ્તીઓ ધુંટણે પડીને પ્રાર્થના કરતા હતા. તો આપણે કોણ ? કે એમ ન કરીએ, એકલા પ્રભુનું અનુકરણ કરો પવિત્ર બાયબલને અનુસરો, ને ધુંટણે પડી પ્રાર્થના કરતાં શીખો.

# ત્યારે જો હું બાપ હોઉં, તો મારૂં માન ક્યાં છે? ને હું ધણી હોઉં, તો મારો ધાક ક્યાં છે ?

## માલાખી ૧ ; ૬.

પ્રભુ યહોવાહનાં આ વચનો આજે ખ્રિસ્તીઓને પડકાર કરે છે. ખ્રિસ્તીઓ તરીકે બાળપણથીજ આપણને શીખવવામાં આવે છે કે ઇશ્વર તે આપણો બાપ છે. માબાપોનાં ગૃહશિક્ષણો, સાબ્બાથશાળાના શિક્ષકો બાળપણથીજ આપણા મનોમાં તેનાં બીજ રોપે છે, કે ઇશ્વર આપણો પિતા છે. "પિતા" નામથી આપણે તેને હાંક મારીએ છીએ.

તો એ જીવતો ઇશ્વર આપણને પૂછે છે કે, ત્યારે જો હું પિતા હોઉં તો મારૂં માન ક્યાં છે ?

એક વખતે પંજાબમાં ક્રિશ્ચિયન બૉર્ડિંગમાં હું ભણતો હતો. ત્યાં મારા બાપ મને મળવા આવ્યા. જો કે થોડા ઘણા શિક્ષણના પ્રતાપે મારામાં તો તદ્દન ફેર પડી ગયો હતો. તે વખતે મારા બાપ સાદા પહેર-વેશમાં ગામડીયા જેવા મને મળવા આવ્યા. દીકરા તરીકે તેઓ મને બોલાવે તે પહેલાં તો મેં મારા મિત્રોને કહી દીધું હતું, કે તે મારા ગામનો એક મારો ઓળખીતો માણસ છે, કારણ કે એવો સાદો માણસ બધાની વચ્ચે મારા જેવા રોફીનને દીકરા શબ્દથી બોલાવે તે મને શરમ લાગે એવું લાગ્યું. જો કે તેમણે મને પૈસા આપ્યા, ત્યારે તે લેતાં હું શરમાયો નહિ, પણ બાપ તરીકે ઓળખાવવામાં મને શરમ આવી, ને મેં તેમનું સન્માન કીધું નહિ.

ઇશ્વર આજે કહે છે, કે જો તમે મને પિતા કહો છો, તો મારૂં સન્માન ક્યાં છે ? તે દયા ને કૃપાનો સાગર પોતાની કૃપા ને દયામાં આપણને રાખે છે; છતાં આપણે તેની વિરૂદ્ધ બળવો કરીએ છીએ.

**હે આકાશો સાંભળો; ને હે પૃથ્વી કાન ધર; કેમકે યહોવાહ બોલ્યો છે. મેં છોકરાંને ઉછેરીને મોટાં કર્યાં છે ને તેઓએ તો મારી વિરૂદ્ધ ફિતૂર કીધું છે. યશા.૧; ૨**

જરૂર ફિતૂરી છોકરાં; હા જેઓએ તેની વિરૂદ્ધ બંડ કીધું, તેમાનાંજ આપણે છીએ. થોડા ઘણા જગિક જ્ઞાનના પ્રતાપે, જગિકવાના પ્રાપ્ત કર્યાંને લીધે, આપણે અભિમાની થયાં, યહોવાહની આગળ પોતાને અભિમાની કર્યાં છે.

એક વખતે એક માણસ હતો કે, જેને બે દીકરીઓ હતી. તેમાંની એક બાપના પ્રતાપે નર્સ બની. થોડાઘણા શિક્ષણના બળે તેણીએ બાપ સાથે રહેવાનું નાપસંદ કર્યું, શહેરમાં રહેવા માટે જુદી થઈ, જો કે મૂશ્કેલીમાં તેના બાપ વગર તેનો બીજો કોઈ આરો નહોતો; છતાં તે તેમની સાથે રહેવા માગતી નહોતી; ને રહી પણ નહિ. એવો પણ પ્રસંગ આવ્યો કે તેની દીકરી ક્યાં છે તે તેણીના બાપે જાણ્યું નહિ. અમુક મહીના બાદ સંબંધીઓએ માહિતિ આપી કે ફલાણી જગાએ તમારી દીકરી રહે છે. મધરાતે તેનો બાપ તેને શોધવા ગયો. ઘરનું બારણું ઠોક્યું. છોકરીએ ઉઘાડયું ને પૂછયું, તમે કોણ છો? બાપે કહ્યું, હું તારો બાપ છું. દીકરીએ કહ્યું, શા માટે આવ્યા છો? ચાલ્યા જાઓ. ખરેખર આ સત્ય ઘટના છે.

માબાપો તમારાં છોકરાંઓ, હા, તમારા પેટનાં સંતાનોએ તમારી વિરૂદ્ધ બળવો કર્યો છે. આજ એજ સ્થિતિ છે. તમારાં બાળકો શહેરાંમ જઇને તમને પૂછતાં નથી. કારણકે તમે પણ તમારા આકાશવાસી પિતા ખ્રિસ્ત જેને પિતા કહીને બોલાવો છો, તેની વિરૂદ્ધ તમે ફીતૂર કીધું છે. બળવો કર્યો છે. શા કારણથી આપણાં દેવળો ખાલી પડયાં છે? કારણ કે માણસો જગિક જ્ઞાન મેળવવાને ગાંડા થઇ ગયા છે જગિક વાનામાં તેઓનાં મન પરોવાયાં છે, ને જીવતા ઇશ્વરને ભૂલી ગયા છે, બાયબલના વાચનને વિસારે મૂકયું છે પ્રાર્થના કરવાનું ભૂલી ગયાં છે? છતાં રોજની રીત પડી ગયાને લીધે તેને પિતા કહીને બોલાવે છે. યહોવાહ કહે છે કે જેઓને મેં મારાં છોકરાં તરીકે ઉછેર્યાં તેઓએ મારી વિરૂદ્ધ બળવો કર્યો છે. તે કહે છે કે, **જો તમે મને પિતા કહો છો, તો મારૂં સન્માન ક્યાં છે? બળદ પોતાના માલીકને ઓળખે છે. ગધેડો પોતાના ધણીની ગભાણ જાણે છે. પણ મારા લોક વિચાર**

**કરતા નથી.** યશાયાહ ૧; ૩. મનુષ્ય તરીકે તેનામાં એજ વિશેષતા છે કે તે વિચાર કરી શકે છે. પણ યહોવાહ કહે છે કે, જનાવરો વિચાર કરે છે, પણ માણસો મારા વિષે વિચાર કરતા નથી. યહોવાહ કહે છે કે, "આ લોક પોતાના હોઠોથી મને માન આપે છે, પણ તેઓનાં મન મારાથી વેગળાં રહે છે. તેઓ મારી ભક્તિ ફોગટ કરે છે. કેમકે પોતાના મત પ્રમાણે તેઓ માણસોને શીખવે છે." માત્થી ૧૫. ૮ થી ૯. આજે આપણી પ્રાર્થના, આપણી ભક્તિ સેવા એજ પ્રકારની છે. માણસો કેવળ દંભી બની ગયા છે. કેવળ પોતાના હોઠો વડેજ મને માન આપે છે. પણ તેઓનાં હૃદયો મ્હારાથી દૂર છે. ઇશ્વરનું ભજન અને તેનું સન્માન કેવળ રીત પડયાને અંગેજ આપણે કરીએ છીએ. હૃદયથી કોઇપણ તેનું સન્માન કે ભક્તિ કરતું નથી. પ્રભુ કહે છે કે "આ લોક તો મ્હારી પાસે આવે છે ને પોતાના મોં ને હોઠોથી મને માન આપે છે, પણ પોતાનું હૃદય મ્હારાથી દૂર કીધું છે. પણ તેઓને મ્હારી બીક તે કેવળ પાઠ કરેલી માણસની આજ્ઞા છે" યશા. ૨૯; ૧૩. જીવતા દેવ પ્રત્યે આપણો જે સાચો પ્રેમ હોવો જોઇએ તે પ્રેમ કરતા નથી, કારણ કે આપણું અભિમાન આપણને ઇશ્વરથી દૂર રાખે છે. લુક ૬;૪૬ માં કહે છે કે **"તમે મને પ્રભુ પ્રભુ કેમ કહો છો? જે હું કહું છું તે કરતા નથી"** આજે આપણી એજ સ્થિતિ છે. જીવતા ઇશ્વરને યોગ્ય સન્માન આપણે આપતા નથી. તેથીજ તે કહે છે કે, જો હું પિતા હોઉં, તો મારૂં માન કયાં છે. આપણને તેડવાનો તેનો એજ હેતુ છે કે તે આપણામાં રહે ને આપણામાં ચાલે. લેવી. ૨૬;૬માં કહે છે કે" હું દેશમાં શાંતિ સ્થાપીશ. તમે સુઇ જશો ને કોઇ તમને બીવરાવશે નહિ. વળી નિર્ગ. ૨૯;૪૫ માં તે કહે છે કે "હું તમારી મધ્યે રહીને ત્હમારો દેવ થઇશ." ૨ કરંથી ૬;૧૬ માં તે કહે છે કે "હું તેઓમાં રહીશ તથા ચાલીશ, ને તેઓનો દેવ થઇશ. ને તેઓ મ્હારા લોક થશે. વળી ૧ લો ૩;૯ માં બતાવે છે કે "તમે દેવની ખેતી અને દેવની રચના છો." કલોસી. ૨;૭ પ્રમાણે તેમાં ('ખ્રિસ્તમાં) જડ ઘાલેલા તથા સ્થપાએલા છો. આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે, જીવતો ઇશ્વર આપણી મધ્યે રહે આપણામાં ચાલે ને આપણો દેવ થાય એવું તે ઇચ્છે છે. તેની ઇચ્છા છે કે તેના નામે જે લોકો ઓળખાય છે, તેઓની મારફતે તેનો મહિમા પ્રગટ થાય; પરંતુ આપણે તેનું સન્માન **કેવળ મ્હોંથી કરીએ છીએ. હૃદયથી નહિ; એજ**

**કારણથી તેનું ખરૂં સૌંદર્ય આપણામાં દેખાતું નથી** ઉલટું તેના નામને બટો લગાડીએ છીએ. માટેજ જીવતો ઇશ્વર કહે છે કે, જો હું પિતા હોઉં તો મારૂં માન ક્યાં છે ને જો હું તમારો ધણી હોઉં તો માહારી બીક ક્યાં છે. ફક્ત તહેવારોના દિવસોમાંજ માણસો દેવળોમા જાય છે. નાતાલ નવા વર્ષ ને ઇસ્ટરના તહેવારોએ કેવળ વરસમાં એકજ વાર આ તહેવારો આવે છે. એવા હેતુથી બહુજ મહેનતે પ્રભુ ભોજનમાં ભાગ લે-છે. પણ ઇશ્વર કહે છે કે **તહમારી અમાસ તથા તહમારા પર્વોથી મહારો જીવ કંટાળે છે. તેઓ મને બોજ રૂપ થઇ પડે છે. સહન કરીને હું થાકયો છું.** યશાયાહ ૧;૧૪. દેવળમા જવાનો આપણો આજ હેતુ અને રીત હોય તો ઇશ્વિર કહે છે કે હું એનાથી કંટાળું છું. ખાસ તહેવારોનાજ પ્રસંગે જેઓ દેવળમાં જાય છે, તેઓથી દેવ કંટાળે છે. ને આમ માણસો તેની આજ્ઞા પાળતા નથી. ને તેની પર પ્રેમ કરતા નથી. તે કહે છે કે "જો તમે મ્હારા પર પ્રેમ કરો છો તો મારી આજ્ઞા પાળો છો" યોહાન ૧૪;૧૫. તે કહે છે કે "જો તહમે મહારા મિત્ર છો, તો મહારી આજ્ઞાઓ પાળો છો" જો આપણે ઇશ્વરની આજ્ઞાઓ પાળતા નથી તો તેના નામથી ઓળખવામાં આપણે કંઇ પણ લાભ નથી. તેઓ લોકના રિવાજ પ્રમાણે તારી પાસે આવે છે. તે મ્હારા લોક તરીકે તારી આગળ બેસે છે. તેઓ તારાં વચનો સાંભળે છે પણ તેનો અમલ કરતા નથી. કારણ કે તેમના મુખથી તેઓ બહુ પ્રીતિ દેખાડે છે પણ તેમનું મન તો તેમના સ્વાર્થ પાછળ ભટકે છે. હઝકી. ૩૩; ૩૧. ઇશ્વિરના લોક તરીકે દેવળમાં જાઓ છો, પણ તેનું સાંભળતા નથી. તેઓના શરીરો દેવળમાં જાય છે પણ તેઓનાં મન અને હૃદયો શહેરમાં ને સીનેમામાં ભટકે છે. આવી સ્થિતિ હોવાને લીધેજ તે કહે છે કે **તહમે સાંભળતાં સાંભળશો પણ સમજાશો નહિ.** યશાયાહ ૬, ૯ માં તે કહે છે સાંભળ્યા કરો પણ ન સમજો, તમે દેવળમાં જાઓ છો. ઇશ્વરની વાણી સાંભળો છો છતાં સમજતા નથી, ને તેનો અમલ કરતા નથી. કારણ કે તમારાં હૃદયો તેનાથી દૂર છે. તે કહે છે કે જો હુ પિતા હોઉં તો મારૂં માન ક્યાં છે ને જો હું ધણી હોઉં તો મારી બીક ક્યાં છે. હિન્દુ અને મુસલમાનો પોતાના ભક્તિ સ્થાનની કિંમત આંકે છે. પણ **ખ્રિસ્તીઓ જીવતા દેવના રહેઠાણની, તેની હાજરીની, તેના સ્થાનની કિંમત આંકતા નથી. તેઓ તેને અપવિત્ર કરે છે, અને અપવિત્ર કરનારને અટકાવી શકતા નથી.** છતાં પિતા કહી હાંક મારે છે આવી દશા

નિહાળીને તે કહે છે કે **જો હું તમારો પિતા હોઉં, તો મારું સન્માન ક્યાં છે. જો હું ધણી હોઉં, તો મારી બીક ક્યાં છે ?**

કહે છે કે તેનું મસ્તક તથા કેશ શ્વેત ઉનનાં જેવાં બરફની માફક શ્વેત હતાં ને **તેની આંખો અગ્નિની જ્વાળા જેવી શ્વેત હતી.**

પ્રકટી ૧ : ૧૪.

## તેની આંખો અગ્નિની જ્વાળા જેવી શ્વેત હતી.

કોણ તેના સૌંદર્યનું બયાન આપી શકે, કોણ તેની શક્તિનો ખ્યાલ બાંધી શકે ? દુનિયાનો પ્રખ્યાત ચિતારો તેનું ચિત્ર દોરી શકે નહિ. મહાન કલાકાર તેનું બયાન આપી શકે નહિ ધુરંધર લેખકો તેનું વર્ણન કરવાને શક્તિમાન બની શકે નહિ. સારીએ દુનિયામાં તેનું વર્ણન કરવાને શબ્દો નથી. ત્યારે કોણ તેનું દર્શન પામી શકે. કેવળ વિશ્વાસથી તેનું દર્શન પામી શકાય છે. હેબ્રી. ૪ : ૨.

આ દુનિયાનું જ્ઞાન ત્યાં કામમાં આવશે નહિ. તમારા મગજો ત્યાં કામ કરશે નહિ. દુનિયાઇ બુદ્ધિ તેનો તોલ આણી શકશે નહિ. એટલા માટેજ તમે પોતાને મૂર્ખ બનાવો, હા, તમારા દેવની આગળ મૂર્ખ બનો. બાળક બનો. તમારું અભિમાન ઉતારો ત્યારે જ તેને પામી શકશો.

લંડન શહેરના એક પ્રખ્યાત વિદ્વાને ધાર્યું કે, આ દુનિયાના મહાન પુસ્તકોનો અભ્યાસ કરી હું હોશિયાર બની શકું. ખ્રિસ્તનું સૌંદર્ય તેણે તે રીતે મેળવવા ધાર્યું. ૫૦ વરસ લગી મોટાં મોટાં પુસ્તકોનો અભ્યાસ કર્યો, પરંતુ અભ્યાસ બાદ તેને કોઇએ પ્રશ્ન કર્યો તો તેણે કહ્યું, કે હું કંઇજ જાણતો નથી. માટે આપણા સાધારણ જ્ઞાનથી ફુલાસ મારવી નહિ. આપણું જ્ઞાન તેની વિસાતમાં કંઇજ નથી. જ્યારે દેવના જ્ઞાનનું માણસને ભાન થાય છે, ત્યારે તે જાણી શકે છે કે, માણસ તે કંઇજ નથી. તેથીજ માણસ જાતે પોતાને દેવની આગળ મૂર્ખ બનાવવુંજ જોઇએ. દેવની આગળ પોતાને અજ્ઞાન ગણાવતાં શરમ લાગવી જોઇએ નહિ. ને ઇશ્વરનો પાર પામવાની યાને તેને પ્રાપ્ત કરવાની એજ કુંચી છે નહિ કે તમારું દુનિયાઇ જ્ઞાન.

**મનુષ્ય જાતનું સારુંએ વ્યક્તિત્વ તેની આંખો ઉપર અવલંબે છે યાને તેની આંખોમાં સમાએલું છે.** એટલા માટેજ આપણા પ્રભુએ માથ્થી. ૬; ૨૩; લુક ૧૧; ૩૪ માં આંખ ઉપર એટલો બધો ભાર મૂકેલો છે કે "તારા શરીરનો દીવો તારી આંખ છે. જો તારી આંખ નિર્મળ હોય તો તારું આખું શરીર પ્રકાશે ભરેલું થશે. જો તે ભૂંડી

હોય તો તારૂં શરીર આખું અંધકારથી ભરેલું થશે," દરેક માણસ પોતાના ચ્હેરાથી ઓળખાશે, આપણું સર્વ માણસપણું આપણી આંખોમાં સમાએલું છે. માટે પવિત્રાઇ અને ભૂંડાઈ એ બંને કાર્ય તે કરી શકશે નહિ. આપણા હૃદયની પવિત્રાઇ અથવા ભુંડાઇ આપણી આંખો સાબીત કરશે. બહારનો ડોળ તેને ઢાંકી શકશે નહિ.

અમેરિકાના એક પ્રખ્યાત માણસને માત્ર એકજ આંખ હતી. તેથી તેણે હજારો રૂપીઆ ખર્ચીને બીજી કાચની આંખ બનાવરાવી. તેમાં મૂકાવી નરી આંખે જોવાથી કોઇ તે ઓળખી શકેજ નહિ. એવી સુંદર તેની બનાવટ કરી. તે માણસે એક બાળકને બોલાવી પૂછ્યું, તે બાળકે તરતજ જવાબ આપ્યો કે તમારી પેલી આંખ બનાવટી છે, કારણકે તે આંખમાં હું કોઇ પણ જાતનો પ્રેમ નિહાળી શકતો નથી. આપણું માસણપણું આપણી આંખો બતાવી આપે છે.

એક વખતે મહાન નેપોલીયનને જણાયું કે તેના લશ્કરમાં તેની વિરૂદ્ધ કંઇક બળવો થશે. તેણે દરેક સિપાઇને વ્યક્તિગત બોલાવ્યા. એક પણ શબ્દ બોલ્યા વિના પોતાની આંખની તીક્ષ્ણ નજરથી તેણે તેઓને ઓળખ્યા પરિણામે કોઇ જણ બળવો કરવાને શક્તિમાન થયો નહિ. હવે ઇશ્વરની આંખોની આપણને શી જરૂરીઆત છે તે જોઇએ.

ઝખા. ૨; ૮. પુન. ૩૨; ૧૦. 'પોતાની આંખની કીકીની પેઠે તેણે તેનું રક્ષણ કીધું." ઈશ્વર પોતાની આંખની મારફતે તેનું રક્ષણ દર્શાવે છે. વળી ગીત ૩૩; ૧૮ ૩૪; ૧૫. ૧ લો પીતર ૩; ૧૨ કેમકે ન્યાયી પર પ્રભુની નજર છે. તેની દૃષ્ટિ વડે તે તેનો પ્રેમ અને મહિમા જે આપણે માટે છે, તે પ્રગટ કરે છે, વળી ગીત ૩૨, ૮માં તે આપણને દોરવાનું વચન આપે છે આ રીતે તેની આંખો આપણને તેની જરૂરીઆત સુચવે છે. તે કહે છે કે જો તારી આંખ ભૂંડી હશે તો લોકો તારી ભૂંડાઈ જોણ: જશે. જો આપણી આંખો ભૂંડી હોય, તો તે આપણને ચેતવણી આપે છે. નીતિ ૨૩; ૬. ભૂંડી નજરવાળાનું અન્ન તું ન ખા. ને તેની સ્વાદિષ્ટ વસ્તુઓથી ન લોભા. માબાપો જેઓ બીજાને આમંત્રે છે યાને બીજાનું આમંત્રણ સ્વીકારે છે. તેઓ ધ્યાન રાખો. તમારા મિત્ર તમોને આમંત્રણ આપે, ત્યારે પ્રથમ તેઓના હેતુ ધ્યાનમા રાખો.

એક વખતે એક સારી આવકવાળો માણસ એક ગરીબ કુટુંબ ઉપર ઘણોજ ભાવ રાખતો હતો, જો કે તે કદિ દેવળમાં આવે નહિ,

શાસ્ત્ર વાચન કરે નહિ, છતાં પેલું કુટુંબ તેને ચાહતું હતું. અને તેને ઘણો સારો માણસ સમજતું હતું. કારણકે તે માણસ તેઓને માટે ઘણી રીતે પોતાનાં નાણાં તેમજ બીજી બાબતોનો છુટથી ઉપયોગ કરતો એક વખત એજ માણસ પેલા ગરીબ કુટુંબની એક સુંદર કન્યાને ઉપાડી નાસી ગયો. ત્યારે સમજાયું કે કેવળ તે માણસ પોતાની દુષ્ટ વાસનાને અંગે પેલી છોકરીને લીધે તે કુટુંબ પર ઘણો પ્રેમ બતાવતો હતો. એટલા માટેજ ઇશ્વર આપણને ચેતાવે છે. કે તમે ઘણી મઝાથી ખાઓ પીઓ છો, પરંતુ તમારા તે આમંત્રણની પાછળ જે હેતુઓ સંતાઈ રહ્યા છે, તેનો વિચાર પણ કરતા નથી આજકાલ ઘણાં કુટુંબોમાં એવી ભૂંડી આંખવાળા માણસો પેસી જાય છે શું આજે આપણી શાળાઓમાં આપણાં મગજ કેળવાય છે? નહિ ત્યાં તો આપણી આંખો કેળવાય છે. આજે આપણી આંખો આપણને પાપના ગુલામ બનાવી રહી છે તેનો આપણે ખ્યાલ પણ કરી શકતા નથી. ઘણાં ઉમરવાન માણસો પણ આ આંખના ભયંકર રોગથી પીડાય છે. શા માટે આપણી દીકરીઓ આંખમાં સુરમો આંજે છે? તેને આંખના બજારના ભાગ પર લગાડવાથી આંખોને કંઇપણ ફાયદો નથી. શાસ્ત્ર કહે છે કે જેની આંખ ભૂંડી હોય તેની રોટલી ન ખા. તમારી ભૂંડી આંખ તમારા પાપના ઢગ્લા કરાવશે. તમારી ભૂંડી આંખ તમારો નાશ કરવાને બસ છે. નીતિ. ૩૦; ૧૭. તમે પાપના ગુલામ છો, એમ તમારી આંખો પ્રગટ કરશે, કદાચ તમે લોકોને ઠગી શકશો. ઇશ્વર ઠગાશે નહિ. "ભૂલોમાં દારૂ તમારી આંખોનો રંગ બદલી નાખે છે, તમે પોતે પોતાને ડાહ્યા માનો છો પણ તમારા મોંની દુર્ગંધથી તમારૂં બાળક તમને પકડી પાડશે. એમ તમારી આંખો ને મોં તમને ઉઘાડા પાડશે."

જ્યારે તમારી આંખો દેવની આંખોને જોશે, ત્યારેજ સર્વ પ્રકારના ખોટાં આચરણો, મિથ્યાભિમાન, ગુસ્સો તે કાઢી નાખશે. યશા. ૪૧. ૧૦. તમે તમારા પ્રભુની આંખો કેવી રીતે જુઓ છો, તમારા પ્રભુને કેવી રીતે મળો છો ? ધારોકે તમે તમારા મિત્રને મળવા ગયા. અને અવળા હાથે અને અવળા ફરીને એટલે તમારા બંન્નેની પીઠ ફેરવીને હસ્તધુનન કરો તો શું તમે તેઓને મળ્યા કહેવાશો ? નહિ. જ્યારે તમારાં મોં સામસામાં આવે ને તમારી આંખો એક બીજાને જુએ ત્યારેજ તમે એકબીજાને મળી શકશો. ત્યારેજ તમારી આંખો એક થશે. આપણામાંના ઘણા એજ રીતે અવળા ફરીને દેવની આંખો જોવા ચાહે છે, કેવી રીતે જોઇ શકાય?

એક વખતે એક જગાએ અમે આઇસ્ક્રીમ ખાવા ગયા. પાસે પૈસા હતા તે કરતાં બીલ વધી ગયું. હવે શું કરવું ? ઓળખાણને લીધે પૈસા આપવા બીજા દિવસ પર મુલતવી રાખ્યું. પાછળથી પૈસા મળ્યા નહિ. તેથી હંમેશાં તે જગાએથી મારે પોતાને સંતાડવો પડતો. ને ફરી કદી તે દુકાને જવાની હિંમત ચાલતી નહિ, એમજ વારંવાર એક નાના પાપને કારણે માણસો પોતાને દેવથી સંતાડે છે, ને તેઓ દેવળમાં પણ જઇ શકતા નથી.

એક વખતે એક વિધવાબાઇની દીકરી કદી દેવળમાં આવતી નહોતી. તેની બાએ મને બોલાવી પૂછયું કે, મારી દીકરી દેવળમાં આવતી નથી. જોકે તે છોકરી ભણેલી હતી અંગ્રેજી ભાષાનું ઠીક જ્ઞાન મેળવ્યું હતું. હું તેની પાસે ગયો, તેને ઉપરનો પ્રશ્ન પૂછયો. તેણે અભિમાનથી ઉત્તર વાળ્યો. મેં તેને કહ્યું "તું પાપમાં છે." તેનું માથું નમી ગયું. અને મેં તેને યો. ૩.૨૦ **જે ભુંડું કરે છે તે અજવાળાનો દ્વેષ કરે છે ને પોતાના કામ ન વખોડાય માટે અજવાળામાં આવતો નથી.** એ કલમ આપી. તેણીએ તેની નોટ કરી. હું આવતો રહ્યો. થોડા દિવસો બાદ તેનું બદલાણ થયું. એજ પ્રમાણે પાપમાં રમનાર અજવાળામાં આવવા માગતા નથી. પરંતુ ઇશ્વર તેઓને શોધી કાઢશે. દેવળમાં આવતાં તેઓ બીહે છે. યોહા. ૩.૨૦ પ્રમાણે. પણ દેવની આંખો અગ્નિ સમાન છે. જ્યારે તેની આંખોનું દર્શન આપણે કરીએ છીએ, ત્યારે પ્રથમ તે આપણી આંખોને બાળી નાખશે.

માતા જેમ પોતાના બાળક ઉપરનો પ્રેમ પોતાની આંખ વડે દર્શાવે છે. તેમ આપણા પ્રભુ તેનો અગ્નિ તેની આંખોની મારફતે આપણી આંખોમાં રેડે છે. દેવનો અગ્નિ આપણા જીવનોને ભસ્મ કરી નાખશે, હેબ્રી. ૧૨; ૨૯. નિર્ગમન. ૨૪,૧૭. અને લેવી. ૯, ૨૪ માં તે પોતાને અગ્નિ તરીકે ઓળખાવે છે. વળી નિર્ગમન. ૩; ૨. ને ઉત્પતિ ૧૫;૧૭માં દેવ અગ્નિ મારફતે પોતાની પવિત્રાઇ જાહેર કરે છે. યશા. ૬;૩ તેની પવિત્રાઇનું દર્શન કરવામાં આવે છે. કાળ. ૭; ૧ કહે છે **દેવના અગ્નિએ દહનિયાર્પણ ભસ્મ કર્યાં** વળી ન્યાયાધીશ. ૬,૨૧ **દેવનો અગ્નિ નબળાને બળવાન બનાવે છે.** ૧ રાજા. ૧૮. ૨૪ માં **એલીયાહે દેવના અગ્નિદ્વારા જુઠા પ્રબોધકોને બાળીને ભસ્મ કર્યા.** દેવ અગ્નિદ્વારા ઉત્તર આપે છે. તે ખાઇ નાખનાર અગ્નિ છે.

વળી ૧ લો રાજા. ૧૮,૩૮. **દેવના અગ્નિએ લાકડાં, પત્થર, ધૂળ અને પાણી પણ ભસ્મ કરી નાખ્યાં.** અમે એમ દેવ ત્યાં પોતાના અગ્નિનું પ્રકટીકરણ આપે છે, એમજ ઇબ્રાહીમનો વિશ્વાસ, મુસા તથા ગીદીયોનની દોરવણી, યશાયાહના પ્રબોધમાં તે પોતાનો અગ્નિ જાહેર કરે છે.

જ્યારે દેવનો અગ્નિ આવે છે ત્યારે ત્રણ પ્રકારનું કામ કરે છે.

**૧. ભસ્મ કરે છે, ૨. પ્રકાશ આપે છે. ૩. ગરમી આપે છે.**

દેવનો અગ્નિ આવે છે કે તરત તે પાપને ગાળી નાખે છે, કોઇપણ પાપ તેની સમીપ રહી શકતું નથી. બીજું તે પ્રકાશ આપે છે, ને પછી ગરમી એટલે નવું જીવન આપે છે. યશા. ૪:૪.

માલાખી. ૩.૨. કહે છે. **તેના આવવાનો દિવસ કોણ સહન કરી શકે ? તે પ્રત્યક્ષ હાજર થશે, ત્યારે કોણ તેની સામે ઉભો રહી શકે. તે ધાતુ ગાળનારના અગ્નિરૂપ અને ધોબીના સાબુ રૂપ છે.** જેમ લુહાર ધાતુને ગાળે છે, તેમ દેવ પોતાના અગ્નિમાં આપણને ગાળશે. જ્યારે તેની આંખો આપણને જુએ છે. ત્યારે તે અગ્નિ આપણને મળે છે. તેની પવિત્રતા, પરાક્રમ, મહિમા તે આપણને આપે છે. માર્ક ૯, ૪૯. **હરેક અગ્નિથી સલુણું કરાશે. ને યજ્ઞ મીઠાથી સલુણો કરાશે.** મીઠું તે પ્રેમ છે. જ્યારે દેવનો અગ્નિ આવે છે ત્યારે તેનો પ્રેમ પણ આપણામાં આવશે.

એક વખતે એક કોંગ્રેસવાદીએ આવીને મને પૂછ્યું, તમે ભંગીમાં કેવી રીતે કામ કરો છો ? હું તેને મારી સાથે લઇ ગયો. ભંગીઓએ બહુ પ્રેમથી ચા બનાવી, મેં તે ચા પીધી. પણ પેલા કોંગ્રેસવાદીએ ન પીધી. **તેઓ વાતો કરે છે, પણ કરી શકતા નથી, તેઓમાં પ્રેમ નથી.** જેઓ કોંગ્રેસમાં જોડાય છે, તેઓ મૂર્ખા છે. કોંગ્રેસ તે ઇશ્વરવિરોધી ચળવળ છે. તેમાં જોડાનાર તે મૂર્ખ છે. જ્યારે દેવનો અગ્નિ આવે છે, ત્યારે પ્રેમ ઉત્પન કરે છે. તેથી આપણે તેની આંખો નિહાળવી પડશે, તે આપણને અંધકારના કામથી છુટા કરશે. એટલા માટેજ તેના શિષ્યોને તેના અગ્નિની રાહ જોવી પડી, ને ત્યારે જ તેઓ પવિત્ર થઇ શકયા. ને વફાદાર તથા વિશ્વાસુ બની શકયા. ને પોતાની ફરજ સમજ્યા ને હજારો આત્માઓને તારી શકયા. ખ્રિસ્તીઓ દુનિયાને જુએ છે. **આપણી મંડળી, અને આપણું મિશનકામ શા કારણથી**

**નિષ્ફળ જાય છે. તેઓ નાણાં વિષયક વાતો કર્યા કરે છે.** આપણે દુનિયાને માન આપીએ છીએ. આપણા આગેવાનો જગિક માણસો છે. માર્ક. ૫,૧૭. ભૂતોથી પીડાતો માણસ. જ્યારે દેવનો આત્મા આવ્યો ત્યારે તે શુદ્ધિમાં આવ્યો, ત્યાં ઘણા માણસો જોવા આવ્યા. દેવનો ઉપકાર માન્યો નહિ, પણ વિવેકથી તેને જતા રહેવાની વિનતિ કરી. કારણકે માણસના એક આત્માની કિંમત કરતાં, પેલાં ભૂંડો તેઓને વધારે કિંમતી લાગ્યા. એજ રીતે આપણે આપણા પ્રભુને કાઢી મુકીએ છીએ. કે કદાચ આપણાં મરવાં મરી જશે. **આપણી કમીટીઓમાંથી અને પંચની બેઠકોમાંથી પણ આપણે આપણા પ્રભુને કાઢી મુકીએ છીએ.** શરૂઆતમાં પ્રાર્થના કરીએ છીએ, ને પછી કહીએ છીએ, કે પ્રભુ તમે નાણાની વ્યવસ્થા કરી શકતા નથી, માટે અહીંથી જતા રહો. ને પછી કલાકો સુધી લડયા કરો છો. છેલ્લે પાળકનો આશીર્વાદ માગી પ્રભુને બોલાવો છો. "અરે ઇશ્વર અમારો ન્યાય કયાં? જો અમારી સ્થિતિ આવી હોય તો અમોને અફસોસ."

વળી ઘણાં કેવળ જ્યારે લગ્ન થાય છે, ત્યારે દેવળમાં આવે છે. ફક્ત લગ્ન કરાવવામાં આવે, એટલા ખાતર જ નાણાં આપે છે, ને નામ લખાવે છે. ઘેર જઇને પ્રભુને કાઢી મુકે છે. ને દારૂ. બીડી વગેરેને આમંત્રણ આપે છે. દુઃખના પ્રસંગે પાછા તેને બોલાવે છે. ને આમ આપણા પ્રભુને ઠગે છે. **આપણે બધા વેપારી બની ગયા છીએ. ઇશ્વરના ઘરને લુટારાનું ઘર બનાવ્યું છે.** લોકો તેની પવિત્રતા વિસરી ગયા, પણ જ્યારે દેવનો અગ્નિ આવશે ત્યારે આપણને તે સાબીત કરી બતાવશે જ્યારે તેની આંખો સામે જોઇશું ત્યારે તેનો અગ્નિ તેની આંખોદ્વારા આપણી આંખોમાં પ્રવેશશે. હજુ સુધી આપણે તેને મોઢેમોઢ જોઇ શકયા નથી, **તેનો અગ્નિ આપણામાં પ્રવેશ્યો નથી તેથીજ આપણી મહેનતનું ફળ આપણી આંખો જોતી નથી.** **આપણી પ્રાર્થનાના જવાબ નથી, આપણા ગાવામાં આનંદ નથી આપણા ઉપદેશમાં પરાક્રમ નથી.** દેવનો અગ્નિ પર્વતોને પીગાળે છે. યશા. ૬૪:૧

આપણી મંડળીઓની દુર્દશા અને ગુંચવણભરેલી બાબતો એ એક કોયડો બની ગયો છે, કોઇ માણસ તે ઉકેલી શકશે નહિ. ભાષણો, નાણાં, કે પુસ્તકો તે કોયડો ઉકેલી શકશે નહિ. દેવના અગ્નિ સિવાય તે ઉકલશે

નહિ. દેવની આંખોનો અગ્નિ આપણને તપાસશે. તેની આંખો આપણુ બધાંને જુએ છે. ઇશ્વરના નામનું કાર્ય તેના અગ્નિથી થાય છે.

લંડન શહેરના એક પ્રખ્યાત ચિત્રઘરમાં એક ચિતારાએ પ્રભુ ખ્રિસ્તનું ચિત્ર દોરીને મુકયું હતું, જે ખ્રિસ્તથી તે ચિતારાનું બદલાણ થયું, તેજ ખ્રિસ્તનુ ચિત્ર તેણે ચિતરવાનું ધાર્યું હતું, અને ઘણાં નાણાં તથા વખતનો ભોગ આપીને તેણે તે ચિત્ર દોર્યું હતું. એક ગૃહસ્થ ત્યાં ચિત્રશાળામાં આવ્યો તેણે તે ચિત્ર જેયું ઘણી મુદત સુધી તેણે એકી નજરે તે જોયા કર્યું. ચિત્રમાંના હાથપગ, માથું અને કુંખમાં લોહી વહેતું હતું. છતાં પણ પ્રેમથી ભરેલી તેની આંખોએ તેને ખેંચ્યો, તત્કાળ તે નીચે પડી ગયો. તરતજ તેણે પોતાનું હૃદય પ્રેમી ત્રાતાને સોંપી દીધું. પોતાનું સર્વસ્વ આપી દીધું, ને દેવના અગ્નિની પ્રાર્થના કરી, તેજ વખતે તેજ માણસની આગેવાની નીચે મીશનેરી સંસ્થાનો જન્મ થયો. શરૂઆતના મિશનેરીઓ ત્યારેજ થયા, **તેઓનો એક જ આદર્શ હતો, કે આત્માઓ જીત્યા વિના પાછા ફરવું નહિ.** અજાણ્યા મુલકમાં તેઓ ગયા, માણસોમાં રહ્યાં, તેમના નોકર બન્યા, ને એમ દેવના આત્મા વડે તેઓએ તેમના આત્માને જીત્યા. દેવનો અગ્નિ જ્યારે આવે છે. ત્યારે કંઈક કામ કરે છે. ને ફળ આવે છે.

અત્યારની મિશનેરી મીટીંગો નાણાં મેળવવા ચર્ચા કરે છે, પણ દેવ કયાંથી ઉત્તર આપે ? સિગારેટ અને ચીરૂટો મોંમાં રાખી તેઓ નાણાં શોધે છે, ને દેવને બોલાવે છે. કેવી રીતે ઇશ્વર સાંભળે ?

**ઇશ્વરના અગ્નિ વગર આત્માઓ જીતાતા નથી.** નાણાની કંઇ જરૂર નથી. અગ્નિને આવવા દો. જ્યારે લોકો પોતાના ઘુંટણો વાપરતાં શીખશે, (પ્રાર્થના કરતાં) ત્યારે દેવ કામ કરશે.

યર્મિ. ૨૩; ૨૯ તે કહે છે "મારૂં વચન અગ્નિ સરખું છે." શું આપણે કહી શકીએ છીએ, કે આપણે અગ્નિથી બોલીએ છીએ. ના આપણા મોંમાં તો તમાકુ ગંધાય છે. પરંતુ યર્મિ. ૫; ૧૪ **યહોવાહ કહે છે જ્યારે અગ્નિ આવશે ત્યારે તમારા બોલી અગ્નિરૂપ બની જશે.** ખરેખર આજે આપણો ઇશ્વર આપણી પાસે કંઇક આશા રાખે છે. તે કહે છે કે, ખચિત જો તમે મારા પર વિશ્વાસ કરશો, તો મારા કરતાં પણ વિશેષ કામો તમે કરી શકશો. શું દેવનો અગ્નિ આજે આપણને મદદ કરે છે ? જો ન હોય તો તેની પાસે માગો, જરૂર તે આપશે. જુઓ પંડીતા રામાબાઈ. **પ્રાર્થના**

**અને ઉપવાસના બળે પવિત્ર આત્માનો અગ્નિ આવ્યો, કે જે અનંતકાળ સુધી બળ્યા કરે છે.** જ્યારે તે અગ્નિ આવે છે, ત્યારે તે મહાભારત કામો કરે છે, સાદા માણસને તે પરાક્રમી બનાવે છે. જ્યારે આપણે દેવને મોઢેમોઢ જોઇએ, ત્યારે તેની આંખો આપણને શોધશે. તેની આંખો આજે તમારી રાહ જુએ છે. આજે તમે તે કરી શકો છો. તે આપણને તાજા કરે છે. નવો મહિમા અને નવું દર્શન તે આપણને આપશે. શું આજે આપણે આપણા પ્રભુની આંખો જોવા ઇચ્છીએ છીએ. જો ઇચ્છતા હો તો તમારી આંખો તેના તરફ ફેરવો. તેની આંખોનો અગ્નિ તમને બાળી નાખશે, પણ તેજ અગ્નિ ત્યારબાદ પરાક્રમ, પ્રેમ અને મહિમા પણ આપે છે, દેવે આપણે માટે અગ્નિ તૈયાર કર્યો છે, જરૂર તેના મનોરથ પ્રમાણે તે આપણા ઉપર ઉતારશે, પરંતુ હજુ આપણી સ્થિતિ બહુ દયાજનક છે. તેના અગ્નિ વગર આપણે મરેલા અને દટાએલા રહીશું.

લાજરસને આપણે ત્રણ પ્રકારમાં જોઇએ છીએ. **૧. કબરમાં ગંધાતો ૨. બહાર કફને વિંટાએલો. ૩. સંપૂર્ણ છુટો થએલો.** એજ રીતે આપણે ત્રણ પ્રકારમાં વહેંચાઈ ગયા છીએ, **૧. પાપને કારણે અંધારામાં ગંધાઈએ છીએ. ૨. પાપની કબુલાત કરી છે જીવન આવ્યું છે, છતાં કેટલીક દુન્યાઈ બાબતોથી કફને વિંટાએલા છીએ અને ૩. સંપૂર્ણ છુટા થયેલા છીએ.**

આમ ત્રણ રીતે આપણે વહેંચાઈ ગયા છીએ. ને ઉપરની બે સ્થિતિમાં આપણે હોઇએ તો દેવના અગ્નિ વિના મુક્ત થઇ શકીશું નહિ.

વળી આ દુનિયામાં માણસો ત્રણ પ્રકારે જીવન ગાળે છે. **૧. પોતાના ઘરોમાં રહે છે. ૨. ભાડે રહે છે. ૩. ભટકતા ફરે છે.** આજે આપણી સ્થિતિ પણ એ ત્રણ વર્ગમાં સમાયેલી છે.

**૧. પોતાના ઘરમા રહેનાર** એટલે પુરા હૃદયથી બાયબલ પર પ્રેમ કરે છે, મંડળીમાં રહે છે, તેના પર પ્રેમ કરે છે. પોતાના પ્રભુ ઉપર પણ પુરો પ્રેમ કરે છે. અને તેમાંજ પોતાનો આનંદ માણે છે.

**૨. બીજા પ્રકારના ભાડે રહેનાર છો.** લગ્ન કે બાપ્તિસ્મા જેવા પ્રસંગે કેવળ ભાડું આપતા હોય, તેમ નાણાં આપે છે. બાયબલ, મંડળી

અને તેઓના પ્રભુ પર ખરો. પ્રેમ કરતા નથી **અને ત્રીજા પ્રકારના ભટકતા છે, કે જેઓ કદી પણ મંડળીમાં ભાગ લેતા નથી.** ટી પાર્ટી, કે લગ્ન પ્રસંગોમાં કેવળ ખોટી દાનતથી ભાગ લેછે, દેવના કામમાં જરા પણ રસ ધરાવતા નથી. શું આજે આપણી આવી સ્થિતિ છે? દેવના અગ્નિ વિના એ પ્રશ્નનો ઉકેલ આવી શકવાનો નથી. આપણામાં ઘણા વડીલોને ન લાયક, એવા વડીલ બન્યા છે. નાણાં અને લાગવગથી પાસ્ટરો બને છે. ઘણાં ન લાયક મિશનેરીઓ મીશનેરી થાય છે. છતાં આપણે કંઈ કરી શકતાં નથી. પરંતુ એક વખત દેવનો અગ્નિ તેઓને નસાડી મુકશે. **દેવની વિરુદ્ધની પ્રથાઓ આજે આપણી મંડળીઓમાં દાખલ થઇ છે. પાળકો સ્વતંત્ર બોધ કરી શકતા નથી કેવળ પગાર મળે છે, એજ હેતુથી કામ કરે છે. તેઓ વડીલોના ભયથી સત્ય છુપાવે છે.**

ધારો કે એક વડીલની છોકરી પાપમાં પડી, તો તમારી કમિટિ બેસાડશો. વડીલની બીકે, જુવાન છે! ભૂલ થઈ! ફરી નહિ કરે, હવે સુધરી જશે, એવી ચર્ચા કરી ચાપાણી પી વાતને જતી કરો છો ને સત્ય છુપાવો છો. પરંતુ જો કોઇ ગરીબ સભાસદની છોકરી એ પાપ કરે, તો ઘણીજ ઉદ્ધતાઇથી તેને હેરાન કરી મૂકો છો. આવા આવા અનેક કારણોને લઇને આપણી મંડળી મુએલી છે. વૃદ્ધિ નથી. એટલા માટેજ આપણને અગ્નિની જરૂર છે. જ્યારે અગ્નિ આવશે. ત્યારે હિંમત અને પવિત્રાઇ પણ મળશે. અત્યારે જે અંધકારમાં આપણે છીએ, તે સોટીથી જઇ શકશે નહિ. આપણી યોજનાઓ તેને કાઢી શકશે નહિ, **માનવી ઉપાયો પાપને કાઢી શકશે નહિ.** કેવળ ઈશ્વરનો અગ્નિ તેને ભસ્મ કરી કરી નાખશે. દેવનો અગ્નિ તેને બાળી નાખશે. તેનાથીજ આપણે તેને જીતી શકીશું, તેના વડેજ આપણને જીવન મળશે. પ્રેરીતોના જમાનામાં તે અગ્નિ સળગતો હતો, તેથીજ એવી ભયંકર સતાવણીઓ તેઓએ હસ્તેમુખે સહન કરી સિંહોના ખીલમાં, પત્થરના વરસાદમાં, અગ્નિની ભઠ્ઠિમાં તેઓ (દેવને) વફાદાર રહ્યા કારણ માત્ર એકજ હતું કે દેવનો અગ્નિ તેમનામાં સળગતો હતો. આજે આપણી દશા કેવી છે!

એક વખતે એક હિંદુ મેળામાં એક માણસે મારી પાસે ગાયનની ચોપડી માગી. તેના માથા પર ચોટલી હોવાથી મેં પૂછ્યું, તમે નાતે કેવા છો? તેણે કહ્યું ખ્રિસ્તી. મેં કહ્યું, તો પછી આ ચોટલી શાની છે? તેણે

કહ્યું મીસી સાહેબ આવે છે. ને તે કાપી નાખે છે. પણ તેમના ગયા પછી તે તો પાછી વધે છે. શું આજે આપણી એવી સ્થીતિ છે?

**આજે આપણે કોંગ્રેસ અને આર્યસમાજીઓથી બીહીએ છીએ, શા માટે આપણે બીવું જોઇએ? શેતાનના લોકો આપણને મારી શકતા નથી, આપણો દેવ જીવતો દેવ છે. ભલે આખી દુનિઆ આવે, તેને પણ તે ભસ્મ કરી નાખશે.** આપણો તારનાર જીવતો છે. ધમકીથી બીશો નહિ, આનંદ કરો કે તમારો પ્રભુ જીવે છે સતાવણીને માટે તૈયાર થાઓ દેવ તમને છુટા કરશે. સળીયાઓ તોડી નાખવાને તે સમર્થ છે. પ્રેરીતોનો જમાનો હજુ ગયો નથી. આપણો પ્રભુ આજે પણ તે કરી શકે છે. આપણો પ્રભુ સર્વશક્તિમાન છે. તેના અગ્નિ વિના તેની સેવા કરી શકવાના નથી દરેક ખ્રિસ્તીને તેના અગ્નિનીઆવશ્યકતા છે. આપણે પાપ કબૂલ કરીએ, પણ તેના અગ્નિ વિના વૃદ્ધિ થશે નહિ. જરૂર તેની પાસે તે માગો તે જરૂર આપશે, ત્યારેજ સાચો અગ્નિ અસરકારક કામ કરી શકશે.

એક વખતે એક બાળકને પ્રશ્ન પૂછવામાં આવ્યો. તારા બાપા પાસે ૨૦ રૂા. હતા તેમાંથી ૫ આપી દીધા તો કેટલા રહે? બાળકે જવાબ આપ્યો ૨૦. ફરી ત્રણ વખત એજ સવાલ પૂછ્યો, પણ બાળક તો ૨૦ કહ્યા કરે. આખરે તેણે કહ્યું તમે ગમે તેમ કહો, પણ મારા બાપા એક પાઇ પણ આપે એવા નથી.

આપણો પ્રભુ એવો નથી, તે કદી પણ મશ્કરી કરતો નથી, ને આપણે માગીએ તો તરત તે આપવા આતુર છે. તે કહે છે કે "મારા નામે તમે જે કંઇ માગશો, તે કરવામાં આવશે." પરંતુ આપણે ક્યારે તેની પાસે માગી શકીએ, જ્યારે તેનો અગ્નિ આપણામાં આવશે, ત્યારેજ આપણે તેના નામને માન, મહિમા, ગૌરવ, સ્તુતિ આપતાં કહીશું કે તેની આંખો અગ્નિની જ્વાળા સરખી છે, જેના દ્વારા આપણી આંખોમાં તે અગ્નિ રેડવામાં આવે છે.

"આપ જોતા હતા, એટલામાં કોઇ માણસના હાથ અડકયા વગર "એક શીલા કાપી કાઢવામાં આવી," ને તેણે તે મૂર્તિની પાટલીઓ જે લોઢાની તથા માટીની હતી, તેમના પર મારો ચલાવ્યો, ને તેને ભાંગીને તેના કુકડે કર્યા, દાની. ૨; ૩૪.

## "એક શીલા કાપી કાઢવામાં આવી"

તે મૂર્તિનું માથું સોનાનું હતું. (૨) છાતી ને ભૂજ રૂપાનાં હતાં. (૩) પેટ અને જાંઘ પિત્તળનાં હતાં. (૪) પગ તથા આંગળાં લોઢાનાં તથા માટીનાં હતાં.

શીલા શું હતી, તે જોઇએ.

ગી. શા. ૧૧૮; ૨૨, માત્થી ૨૧; ૪૨; માર્ક ૧૨; ૧૦, લુક ૨૦ ૧૭, પ્રે. કૃ. ૪; ૧૧ આ કલમોમાં બતાવે છે કે, નકારેલો પત્થર મુખ્ય થયો છે.

૧. પીતર ૨; ૪. જીવતો પત્થર દેવથી પસંદ કરેલો છે. ૧ પીત, ૨; ૬. તે સિયોનમાં મુકાયો છે.

શીલા, એટલે ઇશ્વરનું વચન થાય છે. એફે ૨; ૨૦; પ્રેરિતો તથા ભવિષ્યવાદીઓના પાયા પર તમે બંધાયા છો. ઇસુખ્રિસ્ત તો ખુણાનું મથાળું છે, હાથો વિના કપાએલી શિલા તે ઇસુખ્રિસ્ત છે.

હવે દાનિએલ તેનો અર્થ સમજાવે છે.

સોનાનું માથું તે તું છે, રૂપાના ભૂજ તે તારા પછીનું ઉતરતું રાજ્ય છે. પિત્તળ ત્રીજું રાજ્ય સુચવે છે. અને ચોથું રાજ્ય લોઢાના પગ છે. ઇતિહાસ શીખવે છે, કે ઇ. સ. પૂર્વે ૫૬૦માં બાબેલોનનું રાજ્ય હતું. તેઓને, સોનાનો શોખ હતો. તેમણે સુધારાને માટે કશું કર્યું નહિ. પણ શહેરો લુંટયાં, અને સોનું લીધું. માદી રાજાઓને પોતાના દેશના ઉદ્યોગો ઉપર પ્રેમ હતો. પોતાનો માલ બહાર જાય. તે તેઓ પસંદ કરતા. ઇરાનના રાજા વેપારને ચાહતા ઇ. સ. પૂર્વે ૩૫૦માં ગ્રીસનું રાજ્ય જાણીતું થયું. સિકંદર તે વખતે પ્રખ્યાત રાજા હતો. તેઓ તેમની સંસ્કૃતિ માટે જાણીતા હતા ગ્રીસ પછી રૂમી સામ્રાજ્ય. તેની લોઢાના બે પગ સાથે સરખામણી કરેલી છે, તેમને લડાઇનો શોખ હતો. તેથી લોખંડ સાથે તેમને સરખાવેલા છે. યુરોપના દશ રાજ્યો હૈયાતીમાં આવ્યાં તે એ છે. હજુ સુધી યુરોપનાં રાજ્યો વચ્ચે નક્કર સંપ થયો નથી સોનાનો, રૂપાનો, પિત્તળનો, લોખંડનો પ્રેમ જ્યાં બતાવેલો છે, સોનું એતો ધનની ભૂખ બતાવે છે. રૂપું, રાજ્યનો લોભ બતાવે છે પિત્તળ હુન્નર ઉદ્યોગો પ્રત્યેનો પ્રેમ છે. અને લોખંડ લડાઇ સુચવે છે; આ બધાં કારણોને લીધે ભૂંડાઇ વધતી જાય છે. ચાર જાતની ભુંડાઈ ન જાય, ત્યાં સુધી કયાંથી શાંતિ મળે? "શીલા આવો, એ ભુંડાઈ કાઢી નાખો." શિલામાંથી

પર્વત થાય છે, ને તે પૃથ્વીને ભરી દે છે. તે પત્થર ભુંડાઇના તમામ કારણોને કાઢશે. ઇસુ આવશે, શાંતિ સ્થાપશે, પૃથ્વી ભરાઈ જશે. "તેને પત્થર તેમજ પર્વત કહેવામાં આવ્યો છે." ૧ કરંથી ૧૦; ૪ તેઓએ ખડકમાંથી પીધું, નાની શીલામાંથી મોટો પર્વત થશે. તે બધે ફેલાશે, ને ન્યાય કરશે. એ દિવસ સુધી પ્રજાઓ લડયા કરશે. મિખાહ ૪, ૧-૩ પત્થર પર્વત થયો, પૃથ્વીને તેણે ભરી દીધી. આપણી ફરજ છે, કે પ્રાર્થના કરીએ, કે તે દિવસ વહેલો આવે, જ્યારે તે આવશે, ત્યારે રાજ્યો યહોવાહનાં થશે. ઓબા. ૧; ૨૧. ઉદ્ધારકો તરીકે આપણે તેની સાથે રાજ્ય કરવાના છીએ, એ જાતનું સંબોધન જ્યાં કરેલું છે, તે સર્વ દુષ્ટાઇને કાઢશે. ૨. થેસ્સા. ૨; ૮. ત્યારે તે અધર્મી પ્રગટ થશે, પણ ઇસુ પોતાના શ્વાસથી તેનો નાશ કરશે. પ્રભુ આવશે, ત્યારે જનાવરોનું જંગલીપણું, સાપનું ઝેર, વગેરે નાશ પામશે. યશા. ૧૧; ૬, ૯. પ્રેમનું કેવું સામ્રાજ્ય ? પૃથ્વી મારા પવિત્ર પર્વતમાં ઉપદ્રવ કરશે નહિ પવિત્ર પર્વત, એટલે પ્રભુ ઇસુ ખ્રિસ્ત પોતેજ લોકો જગિક જ્ઞાનની જખના કરે છે. પણ દેવને શોધતાં નથી. યશા. ૩૫; પ્રમાણે વન આનંદ કરશે,તે ગુલાબની માફક ખીલશે. જગત દિવસે દિવસે વધારે ભુંડું થશે, એમ બાયબલ કહે છે, ૨તીમો. ૩; ૧-૫ જ્યાં ૧૯ બાબતોનો ઉલ્લેખ કરેલો છે, કે જે ભુંડાઇમાં વધારો કરશે. તમારાં માંબાપને પૂછો કે આજથી ૨૦ વર્ષ ઉપર પૃથ્વી કેવી હતી? જવાબ મળશે, કે લોકો પ્રેમી, નીખાલસ, હતા. ૧ તીમો ૩, ૫માં સુભક્તિનો ડોળ દેખાડનાર થશે. એમ કહેવામાં આવે છે, ઇશ્વરનું રાજ્ય શબ્દોમાં નહિ. પણ કાર્યમાં તથા સામર્થ્યમાં છે. લાહોરમાં ૧૫ વર્ષ પહેલાં ફક્ત ત્રણ સિનેમા હતાં. પણ હવે ૫૦ સિનેમા ત્યાં થએલાં છે. બીજી બાજુએ દેવળો બંધ જોવામાં આવે છે. ડો. હુવરે ભાષણ આપ્યું હતું, અમેરીકામાં ૨૦૦૦ દેવળો બંધ થયાં છે. રવિવારે બદલે, દેવળમાં જવાને બદલે, લોકો હોકી, ફુટબોલ ક્રિકેટ રમવા જાય છે. એ દુષ્ટાઇ હિન્દમાં આવી પહોંચી છે. હું એવા ખ્રિસ્તી કુટુંબો જોવા માગું છું કે, જેઓ સિનેમાનો ધિક્કાર કરનાર હોય, મદ્રાસમાં એક ઘેર મેં સિનેમા સ્ટારનાં ચિત્રો જોયાં, માને પૂછ્યું આ ચિત્રો કોણ લાવ્યું, માતાએ ઉત્તર આપ્યો, કે એ ચિત્રો મારો દિકરો લાવ્યો છે, મેં તે માતાને કહ્યું કે, તમારો દીકરો પાપમાં છે. તેનું હૃદય દિવાલની છબીઓ ઉપર દેખાતું હતું તમારા પુત્રોએ પ્રભુ ઈસુને મૂકી દીધો છે.

પહેરવેશમાં પણ માણસે જેમ જેમ સુધારો કરવા માંડયો, તેમ વધારે

દુષ્ટાઇ પેદા થઈ. એવાં બારીક વસ્ત્રો બની ગયાં છે, કે જેથી તમારા શરીરોની નમ્રતા ખુલ્લી થાય છે. અનેક જાતના ઘરેણાં શરીરો પર પહેરે છે, શા કારણથી તેઓ આમ કરે છે, પરિણામ એજ આવે છે, કે પાપમાં વધારો થાય છે. ઘણાં માબાપો દુષ્ટ જુવાનોને પોતાના ઘરોમાં ઘુસવા દે છે, સાધારણ લાલચ જોઇને તેઓ લલચાય છે, પણ પાછળથી જે ભયંકર પરિણામ આવે છે, તેનો વિચાર કરતા નથી. ઇશ્વર આજે દરેકને ચેતવણી આપે છે, તેના વચનો પ્રમાણે તેના આવતાં લગી દુષ્ટાઇ વધ્યા કરશે. વારંવાર માણસ પાપમાં એટલો બસો આંધળો બની જાય છે, કે પાપનું ભાન પણ રહેતું નથી. માટે પ્રાર્થના કરો, જાગૃત થાઓ, કેમકે તે દહાડો અથવા તે ઘડી તમે જાણતા નથી; માત્થી ૨૫; ૧૩ વળી માર્ક ૧૩; ૩૩, ૩૫, ૩૭માં તે બાબતને વજનદાર બનાવી છે, કે તમે જાગતા રહો, ખ્રિસ્તીઓ તરીકે જાગતા રહેવુંજ પડશે.

"લુતની વહુને સંભારો"! લુક ૧૭; ૩૨. કદાચ તમારા ઘરો, ઘરેણાં, વસ્ત્રો, મિલ્કત જોઇને પાછા પડો, ને પસ્તાવાનો વખત રહે નહિ.

એક વખતે એક મુસલમાને પોતાના ચ્હેરા ઉપર ઇશ્વરનો પ્રકાશ દેખાય, તે માટે શું કરવું? એવો પ્રશ્ન તેના મોલવીને પૂછયો, જવાબમાં દરરોજ હાથ, મોં પગ બરાબર ધોઇને પ્રાર્થના કરવાનું તેને સૂચવવામાં આવ્યું, શિઆળાના દિવસોમાં તેણે પાણી બદલે માટીનો ઉપયોગ કરવા માંડયો, ને પ્રાર્થના શરૂ કરી દીધી. હવે છેલ્લો દિવસે તે વ્હેલો ઉઠયો, ને રસોડામાં જઇ વ્હેલા વ્હેલા અંધારામાં માટીને બદલે ભૂલથી મેશને અડકયો. ને મેશવાળા હાથ તેના મોં પર લગાડયા. પ્રાર્થના કરી રહ્યા પછી તેની સ્ત્રીને પૂછયું, જો આજે છેલ્લો દિવસ છે. કદાચ ઇશ્વરનો પ્રકાશ મારા મોં પર ઉતર્યો હશે, સ્ત્રીએ કહ્યું, જરૂર જો તમારા ઇશ્વરનો પ્રકાશ કાળો હોય, તો તે આજે બરાબર ઊતર્યો છે.

એજ રીતે તમારાં વસ્ત્રો, પાવડર, સ્નો, વગેરેથી તમે પોતાના ચ્હેરા પ્રકાશવંત બનાવવા ધારોછો, પણ તે વડે તમારા હૃદયોની કાળાશ ખુલ્લી થાય છે. જગિકવાના વડે તમારા ચ્હેરા પ્રકાશિત બની શકશે નહિ, તે કહે છે કે, "લુતની વહુને સંભારો." તે કહે છે કે, તમારો શણગાર બહારનો ન હોય. મૃદુતા, શુદ્ધતા, નમ્રતા, પ્રેમ, એ આકાશી વાનોઓ વડે તમારા ચ્હેરા પ્રકાશવા જોઇએ.

ફીલીપી. ૩;૨૦ માં કહે છે કે, "તમારૂં પ્રજાપણું આકાશમાં છે." ૧ લો પીતર ૪;૭ કહે છે, કે "અંત પાસે છે, માટે સાવચેત રહો, ને બુદ્ધિવાન થાઓ, ને પ્રાર્થના કરો." વળી તે કહે છે, "ધીરજ રાખો તેનું આવવું પાસે છે," યાકુબ ૫,૮. જે બાબતો તમારા આત્માને ડાઘ લગાડે છે, તેને ધિકકારો દેવની મંડળી તો પવિત્ર ને ડાઘ વગરની હોવી જોઇએ. એફેસી ૫;૨૭. તે કહે છે, "હું વહેલો આવું છું, જે તારૂં છે, તેને ધરી રાખ, કે કોઇ તારો મુગટ લઇ ન લે. પ્રકટી.૩;૧૧. સાવચેત થાઓ, રખે દુનિયાથી વાનામાં લોભાતાં તમે પાપમાં પડો, ને તમારો મુગટ બીજાને મળે. જાગતા રહો, તેના આવવાની વાટ જુઓ. એ ધન્ય આશામાં તમારાં દિવસો નિર્ગમન કરો. તીતસ. ૨;૧૩. તે જ્યારે આવશે, ત્યારે તેની સાથે જનારા તેના જેવા થશે અનંત જ્ઞાન આપણને આપશે, મર્ત્ય શરીરો જીવંતરૂપ લેશે. મરનાર માણસો અમર બની જશે, ખ્રિસ્તઇસુમાં ઊંઘી ગએલાંને સજીવન થએલા જોઇશું. કેવો મોટો આનંદ ત્યારે થશે. ઇશ્વર કહે છે "જાગૃત રહો" જેઓ તેના પુનરાગમનની વાતને અશક્ય માને છે, તેઓથી સંભાળો.

જરૂર તે આવશે, કરારો પાળનાર દેવનું વચન છે. જુઓ, "હું વહેલો આવું છું" નુહનો વિચાર કરો, વહાણ બાંધનારાઓએ તેની મશ્કરી કરી, આખરે નાશને પાત્ર થયા. "એક વખતે એક ઉપદેશકને નર્કનું સ્વપ્નું આવ્યું. તેણે પોતાની સાથે તેના પાળકને પણ નર્કમાં જોયા, પાળકે કહ્યું, ભાઈ જોરથી બોલતો નહિ, બીશપ પણ આપણી સાથેજ છે" ગમે તે હોય, પાળક. બીશપ કે મિશનેરી જેઓ તેના પુનરાગમનની હાંસી કરે છે. તેઓ નાશમાં જશે. તે કહે છે કે "જે હતો. જે છે, જે આવનાર છે." જે સર્વસમર્થ, હું આલ્ફા તથા ઓમેગા છું. તે કહે છે કે "હું જગા તૈયાર કરવા જાઉં છું ને પાછો આવીને તમને મારી પાસે લઇશ યો. ૧૪;૩. તેનું આવવું બે પ્રકારનું થશે.

(૧) જેઓ તેની રાહ જુએ છે, તેઓને તે વાદળમાં ખેંચી લેશે.

(૨) ન્યાયાધીશ તરીકે પ્રગટ થશે, જ્યારે રડવું ને દાંત પીસવું થશે. એક બાજુ આનંદ બીજી બાજુ રૂદન. શું આજે તમે તેની રાહ જુઓ છો. જો રાહ જોતા હશો, તો જરૂર તેના કોપથી બચી જશો. રૂમી ૫;૯. તેના આવવાના ભવિષ્ય વચનો પુરા થાય છે, જગતના વિજ્ઞાનીઓ તેનો ખુલાસો કરી શકતા નથી. પવિત્ર બાઇબલમાં તેના આવવાનો

ઉલ્લેખ કરેલો છે. તેની વાટ જુઓ, ઘુંટણે પડીને તે ફરી ફરી વાંચો. અંધકારમાં રહેશો નહિ. તમારાં બાળકોને તૈયાર કરો. પસ્તાવાની વાત મુલતવી રાખશો નહિ. માણસનું જીવન અનિશ્ચિત છે. સ્વર્ગભણી તમારી નજર રાખો. તેણે પોતાને સારૂ આપણને રાજાઓને યાજકો કીધા છે" પ્રકટી. ૧;૬. ઈસુ તેને કહે છે કે,–

## " મરીયમ મને અડકીશ મા "

મરણ ઉપર વિજયી થઇને ખ્રિસ્ત ઈસુ કબરની બહાર નીકળ્યા છે, કે નહિ, તે જોવાની, આતુરતાથી રાહ જોતી, કેટલીક બાઇઓ સાથે મરિયમ પણ રવિવારની વહેલી સવારે કબરે પ્હોંચી ગઈ હતી. ઇસુને ઓળખીને તે તેને અડકવા-ભેટવા જાય છે, તરતજ ખ્રિસ્ત તેને અડકવાની મના કરે છે જ્યારે માત્થી ૨૮;૮. પ્રમાણેતેઓએ તેના પગ પકડયા, તેનું ભજન કીધું એક વાર મરિયમને તે સ્પર્શ કરવા દેતો નથી, જ્યારે માત્થી ૨૮;૮ માં "તેના પગને અડકીને તેઓએ તેનું ભજન કર્યું" તો શા માટે તેણે મરિયમને પોતાને સ્પર્શ કરવા દીધો નહિ ? મરિયમ તો તેની શિષ્યા હતી; તે તેના ઉપર પ્રેમ કરતી હતી. છતાં ઇસુએ તેને કેમ અડકવાની ના પાડી. તેના શિષ્યોતો યહુદીઓના ધાકને લઇને સંતાઈ ગયા હતા, જ્યારે તે બાઇઓ તે ધાકને ન ગણકારતા, કબરે દોડી આવી હતી. તેમ છતાં પણ ઇસુએ શા માટે મરિયમને પોતાને સ્પર્શ કરતાં અટકાવી ?

યોહાન ૨૦;૨૭ માં ઇસુ પોતે થોમાને કહે છે કે "તારી આંગળી અહીં સુધી પહોંચાડીને મારા હાથ જો, તારો હાથ લાંબો કરીને મારી કુખમાં ઘાલ," તો શા માટે તેણે મરિયમને અડકવાની ના કહી ? જરા વિચાર કરો. યોહાન ૨૦;૧૭ માંજ તેનો જવાબ મળે છે. કે હજી સુધી "હું બાપની પાસે ચઢી ગયો નથી, માટે મને અડક મા." એજ કારણને કારણને લીધે તેણે તેને પોતાને સ્પર્શ સરખો પણ કરવા દીધો નહિ ઉપરાંત તે કહે છે, જા તારા ભાઇઓને કહે, કે હું બાપની પાસે ચઢી જાઉં છું. તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, કે "મનુષ્યો તરીકે તેને કોઇ સ્પર્શ કરે, તે પહેલાં કોઇ પણ કારણને લીધે તેને બાપની પાસે જવું જરૂરી હતું" મરિયમ તેને ચાહતી હતી, છતાં તેણે તેને અડકવાની ના પાડી. તે પોતાના પ્રભુને માટે દુઃખો પણ સ્હેતી હતી, છતાં તેને તે સ્પર્શ સરખો પણ કરવા દેતો નથી. કારણ કે તેને બાપની પાસે રજુ થવાનું હતું. શા માટે કોઇ માણસ તેને સ્પર્શ કરે તે પહેલાં તે આકાશમાં ચઢી ગયો ? હેબ્રી ૯;૧૨ માં જણાવે છે કે "બકરા તથા વાછરડાના લોહીથી નહિ, પણ

પોતાનાજ લોહીથી, સર્વકાળિક ખંડણી મેળવીને તે પરમપવિત્ર સ્થાનમાં એકજવાર ગયો." કોઇપણ જણ તેને સ્પર્શ કરે, તે પહેલાં આપણા પાપોનું રક્ત લઇને, તેને દયાસન આગળ રજુ થવાનું હતું. એટલા માટેજ તે સ્વર્ગે ચઢી ગયો.

પુરાતન કાળમાં યાજક પરમપવિત્ર સ્થળમાં વર્ષમાં એકજ વાર લોહી લઇને, જઇ શકતો હતો તે પહેલાં તેને પોતાને શુદ્ધ થવું પડતું હતું. જ્યારે આપણો 'પ્રમુખ યાજક તારનાર ઇસુખ્રિસ્ત' પોતાનુંજ રક્ત લઇને પરમ પવિત્ર સ્થાનમાં ગયો. લુક ૨૨;૪૪ માં બતાવે છે, કે તેણે એટલા કષ્ટિત થઇને આગ્રહથી પ્રાર્થના કરી, કે તેનો પસીનો લોહી થઇને ભોંય પર પડયો. યોહાન ૧૯;૩૪ માં તેની કુંખ વિંધાવાથી તેમાંથી લોહી ને પાણી જમીન પર પડયાં, તેના હાથ પગ અને કપાળમાંથી લોહીની ધારાઓ નીકળી, હવે આ સર્વ લોહીનું શું થયું? શું જે લોહી વ્હેવડાવવામાં આવ્યું. તે ત્યાં ને ત્યાં જમીન પર પડી રહ્યું? માણસના લોહીની માફક શું તે ત્યાં સૂકાઈ ગયું? તમે જાતેજ વિચાર કરો. કેવી રીતે તે લોહી ત્યાં રહી શકે.

પ્રે. કૃ. ૨;૩૧. માં કહે છે કે "તેના દેહે કોહવાણ જોયું. નહિ" એજ પુસ્તકમાં ૧૩;૩૫ મી કલમ "તું પોતાના પવિત્રને કહોવાણ જોવા નહિ દઇશ" ત્યાં સાબીતી છે, કે તેના દેહે કહોવાણ જોયું નહિ. તે શુદ્ધ પવિત્ર હતું, ને શુદ્ધ-પવિત્રજ રહ્યું. તેનું શરીર કહોવાણ જોઇ શકેજ નહિ. સ્નાયુ, માંસ ને લોહીથી શરીર બને છે, તો પવિત્ર શાસ્ત્ર પ્રમાણે તે લોહી શી રીતે કહોવાણ જોઇ શકે? જો આપણે કહીએ કે એ લોહી જે વધસ્તંભે વ્હેવડાવતાં જમીન પર પડયું. તે ત્યાંનું ત્યાંજ રહ્યું, તો તે પવિત્ર બાયબલની વિરૂધ છે. જો કે, તે તેના તેજ શરીરમાં પાછો ઉઠયો, પણ કોઇ પરાક્રમના બળે તે મહિમાવંત થયો હતો, અને એજ પરાક્રમના બળે તેજ શરીર અને વ્હેવડાવેલું લોહી પણ મહિમાવંત થયું હતું જે લોહી વ્હેવડાવવામાં આવ્યું. તેજ લોહી લઇને તે દયાસનની આગળ ગયો; ને તેજ લોહીથી પાપ દૂર થયાં. મરિયમ જો કે, તેના પર પ્રેમ રાખતી હતી, છતાં તેનાં પાપ માફ થયાં નહોતાં. કારણ કે હજુ સુધી તે લોહી પ્રાયશ્ચિત તરીકે ઉપર લઇ જવામાં આવ્યું નહોતું. હજુ તે લોહી લઇને તેને ઉપર ચઢી જવાનું હતું. એજ કારણથી તે મરિયમને પોતાને સ્પર્શ કરવાની મના કરે છે. "જેનાં પાપ ધોવાઇ ગયાં છે, તેજ તેને અડકી શકે, જ્યાંસુધી એજ લોહી વડે પાપ દૂર થયા નથી, ત્યાસુધી કોઇ પણ જણ તેને અડકી શકેજ નહિ.

હમણાં ઘણાંઓ તે લોહી વિષે હલકી વાતો કરે છે. પણ જો તમે લોહીથી શરમાતા હશો. તો તેને કદી અડકી શકવાનાજ નથી. ગમે તેટલા નાણાં ખરચીએ, પણ જો પાપ માફ થયાં નથી, તો તેને અડકી શકાયજ નહી. વર્તમાન સમયમાં ઘણી ઘણી એવી ચળવળો હસ્તીમાં આવી છે. કે જે લોહી શબ્દને દૂર કરવામાં માગે છે. એ ચળવળો ખ્રિસ્તથી નથી, પણ માણસોએ યોજી કાઢેલી છે. પ્રભુઈસુના લોહીને તેમાં સ્થાનજ નથી. તેઓ પાપ વિષે, પ્રેમ વિષે, ઈશ્વરની દોરવણી સંબંધી, વાતો કરે છે. પણ ઇશ્વર શું છે? એ તેઓ જાણતાજ નથી ખ્રિસ્તના મુલ્યવાન લોહીને ત્યાં સ્થાનજ નથી. જો આવી ગંભીર સ્થિતિ તેઓની છે, તો તેઓ દયાજનક છે. તેઓ સમજે છે, કે તે પાપ કબુલ કરવાથી, બીજાઓની આગળ માફી માગવાથી. બસ પાપ માફ થઇ જાય છે. ઇસુ મરિયમને કહે છે, કે "મને અડકીશ મા" જ્યાંસુધી પ્રભુખ્રિસ્તનું લોહી દયાસન આગળ રજુ કરવામાં આવે નહિ ત્યાં સુધી માણસ જાતના પાપની માફી નથી." ઇસુ તેને કહે છે. કે "મને અડકીશ મા" પ્રભુ ઇસુખ્રિસ્તના લોહીની વાત જીવતી વાત છે. તે લોહી જીવતું લોહી છે.

"હું તમને ખચીત ખચીત કહું છું કે માણસના દીકરાનું માંસ ન ખાઓ, ને તેનું લોહી ન પીઓ, તો તમારામાં જીવન નથી" જે કોઈ મારૂ માંસ ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંત જીવન છે, છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ. કેમકે મારૂં માંસ ખરેખર ખાવાનું છે, ને મારૂં લોહી ખરેખર પીવાનું છે. જે મારૂં માંસ ખાય છે. ને મારુ લોહી પીએ છે. તે મારામાં રહે છે, ને હું તેનામા રહું છું, યોહાન ૬;૫૩–૫૬. આ મહાન સુત્ર ચાર કલમમાં ચારચાર વાર લખવામાં આવ્યું છે, તેને વજનદાર બનાવવાને ચાર વખત જણાવવામાં આવ્યું છે કે, 'મારુ માંસ ખાવાનું છે, ને મારૂં લોહી પીવાનું છે" પણ જો લોહી હોયજ નહિ, તો હું કેવી રીતે પી શકું? માથ્થી ૫;૩૭ માં બતાવે છે કે, તમારૂં બોલવું હાનું હા, ને નાનું ના હોય, ઇશ્વરના વચનો સત્ય છે, તે જે કહે છે તેમાં રજમાત્ર અસત્ય નથી. તેના સત્ય શબ્દો સ્પષ્ટ બતાવે છે, "લોહી પીવાથી અનંત જીવન છે,, એટલે તે લોહી તો પીવાનુંજ છે. ઇશ્વર કદી આપણને ઠગતો નથી. તે કદી મશ્કરી કરતો નથી. તો પછી લોહી નથી- લોહી ન હોય, તો હું શું પીઉં, એવું દુભાર્ષણ કદી કરશો નહિ પવિત્ર બાઇબલના પવિત્રવચનો

તેના મુખમાંથી નીકળેલા છે કે "મારું લોહી પીવાનું છે" તો બસ તે લોહી પીવાનું જ છે." ઘણાં ઘણાં જણ લોહીની બાબતમાં ઠોકર ખાય છે. ખ્રિસ્તના જમાનામાં પણ ઘણાં તેની પાસેથી ચાલ્યા ગયા, તેઓની તેણે કદી પરવા કીધી નહિ તેણે કદી પોતાની વાત બદલી નહિ.

તેના શિષ્યો તેને કહે છે, કે "અમે કોની પાસે જઈએ અનંતજીવનની વાતો તારી પાસે છે" અનંતજીવનની વાતો કઈ? ઈસુ કહે છે જે મારૂં માંસ ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે. શિષ્યોને તેની ખાત્રી થઈ, તેથી તેઓ તેની પાસેથી ખસ્યા નહિ. કેવળ પ્રભુઈસુનું જ લોહી સર્વ પાપથી શુદ્ધ કરી શકે છે. તો પછી જેઓ તેના પવિત્ર મુલ્યવાન લોહીને જતું કરે છે. તેઓ અંધકારમાં છે. ગમે તેવી હસ્તીમાં આવેલી જબરજસ્ત ચળવળો ભલે તેમાં આગળ પડતા માણસો જોડાયા હોય, ભલે તેમાં આગેવાનો હોય પણ જો તેઓ ખ્રિસ્તના લોહીને જતુ કરે છે અગર તેના પવિત્ર લોહીની કિંમત ઓછી આંકે છે, તો તેઓ ઘોર અંધકારમાં છે. પવિત્ર ઈશ્વરના વચનો ખાતાં શીખો, પવિત્ર ઈશ્વરને શીખો, તે કહે છે, કે મારુ લોહી જે પીએ છે, તેને જ અનંત જીવન છે. તેનું લોહી પીશકાય છે. હેબ્રી ૯;૧૪ માં બતાવે છે કે "ખ્રિસ્ત જે સનાતન આત્માથી દોષ વગર દેવને અર્પણ થયો તેનું લોહી કેટલું વધતું તમારા હૃદયને જીવતા દેવને ભજવા સારૂં નિર્જીવ કામોથી શુદ્ધ કરશે." શું પવિત્ર બાઈબલમાં એક પણ નકામો શબ્દ હોઇ શકે? હેબ્રી. ૧૨,૨૨-૨૪ માં બતાવે છે કે "તમે સિયોન પહાડની પાસે, જીવતા દેવના શહેર એટલે આકાશી યરૂશાલેમની પાસે, દૂતોની પાસે, સાર્વત્રિક સભાને મંડળીની પાસે. ઇન્સાફી દેવની પાસે, સંપૂર્ણને ન્યાયી આત્માઓની પાસે, મધ્યસ્થી કરનાર ઇસુની પાસે ને છંટકે છાંટવાના લોહીની પાસે આવ્યા છો."

હવે જો આપણે સિયોન પહાડ, પવિત્ર યરૂશાલેમ, સાર્વત્રિક મંડળી ન્યાયીઓના આત્મા અને ઈસુને માનીએ છીએ તો લોહીને કેમ ન માનીએ! એક જ જણ આ બધું કહે છે, તો શા માટે લોહીને પડતું મુકીએ? તેનું લોહી જીવતું ને સાચું લોહી છે. ૧ લો યોહાન ૫.૭-૮ માં બતાવે છે કે "આત્મા પાણી તથા લોહી એ ત્રણ એકમાં છે" ને તે સ્વર્ગમાં સાથે છે. "પિતા—પુત્ર અને લોહી પૃથ્વી ઉપર

છે" ૧ દેવનો આત્મા આપણામાં સાક્ષી પુરે છે. ૨ પાણીથી બાપ્તિસ્મા લઇએ છીએ ત્યારે પાણી સાક્ષી પુરે છે, કે તે જીવતો ઇશ્વર છે. ૩ લોહી સાક્ષી પુરે છે. હવે જો લોહી હોય નહિ, તો તે કયાંથી સાક્ષી પૂરે? માટે જો આપણે આત્મા તથા પાણીની સાક્ષી માનીએ છીએ તો લોહીની સાક્ષી પણ માનવી જોઇએ. જે લોહી આપણને વિશ્વાસથી શુદ્ધ કરે છે.

દુર દુર દરિયાપારના દેશોના સંગીત વગેરે વગેરે સાંભળી શકાય છે, તે માનવું અશકય હતું, પણ જ્યારે હાલમાં રેડીઓ દ્વારા આપણે તે સાંભળીએ છીએ ત્યારે, તે વાત માનીએ છીએ. તેમજ ઇસુનું લોહી આપણને શુદ્ધ કરે છે. તે સ્વિકારવા વિશ્વાસનું સાધન હોવું જોઇએ. જેમ સંગીતની વાત માનવા માટે રેડીઓ સાધન છે તેમ ખ્રિસ્તના લોહીને સ્વિકારવા વિશ્વાસનું સાધન હોવું જોઇએ.

માટે તેના લોહી વિના, તેના લોહીનો અંગીકાર કર્યા વિના, તેને સ્પર્શ પણ કરી શકતા જ નથી. ઇસુ તેને કહે છે કે, મરીયમ "મને અડકમા" કારણકે હજુ સુધી લોહીનું પ્રાયશ્ચિત દયાસન આગળ રજુ કરવામાં આવ્યું નહોતું. તમારાં ઉપદેશો, તમારાં દાનપર્ણો—પ્રાર્થનાઓ લોહીના અંગીકાર વિના નકામાં છે "લોહી વહેવડાવ્યા વગર પાપની માફી થતી નથી" હેબ્રી. ૯;૨૨. જો પાપની માફી થઇ નથી. તો એજ શબ્દો આવે છે કે "મને અડક મા"

દુનિયાના વિજ્ઞાનીઓએ જીવનું સ્થાન શરીરમાં કઇ જગાએ છે. તે શોધવાને વરસોના વહાણા વિતાવ્યા. અમુક વરસોની મહેનત પછી શોધ્યું, કે જીવ તે લોહીમાં છે. આ સત્ય ૩૫૦૦ વર્ષ પહેલાં ઇશ્વરે તેના પવિત્ર બાઇબલમાં લેવી. ૧૭: ૧૧માં બતાવ્યું હતું. જેને વિદ્વાનો અત્યારે શોધી શકયા છે. તેનું લોહી સત્ય છે. જીવતું છે. પવિત્ર પ્રભુનું તે લોહી પવિત્ર છે. તેથી જ તેના લોહીથી અનંતજીવન છે. શારીરિક જીવન લોહીમાં સમાએલું છે જીવતા અનાદિઅનંત ઇશ્વરનું લોહી શારીરિક જીવન આપે છે. ગર્ભસ્થાનની અંદર શારીરિક જીવનનો ઉદ્ભવ. જે સમજવું, માણસની શક્તિ બહાર છે. તે જીવન આવે છે, ને જાય છે. તે જીવન આપણો પ્રભુ આપે છે. તો શું? તે અનંતજીવન ન આપી શકે? તે કહે છે, કે જે મારૂં માંસ ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે. તેનું લોહી છે. એ આપણે માનીએ છીએ, તો

પછી તેને પીવાથી અનંતજીવન પ્રાપ્ત કરી શકીએ છીએ. ઇન્જેકશન શું છે, તે કેવી રીતે સાજાપણું આપે છે, તે આપણે જાણતા નહોતાં, પણ સજા થવાથી આપણે તેને માનીએ છીએ, કારણકે તે માનવાને સાજાપણું મળ્યું, એવી સાક્ષી આપણી પાસે છે. એજ રીતે ઇસુનું લોહી શુદ્ધ કરે છે, તેની સાબીતી શુદ્ધ (સાજા) થવાથીજ સમજાય છે. તેના લોહીનો અંગીકાર કરવાથી આત્મામાં જે આનંદ આવે છે, તેજ તેની સાબીતી છે, કે તેનું લોહી સર્વ પાપથી શુદ્ધ કરે છે.

ઇશ્વરના વચનોમાં એક પણ નકામો શબ્દ નથી. નકામા શબ્દો ઇશ્વર કદી વાપરતો નથી. તેથી જ્યારે તે કહે છે કે મારૂં લોહી પીવાથી અનંતજીવન છે. તો પછી તે પીવાનુંજ છે.

'ખ્રિસ્ત ઇસુમાં તમે જે પહેલાં દૂર હતાં, તે તમે ખ્રિસ્તના લોહીથી પાસે આવ્યા છો." એફેસી સં ૧૩. પ્રાર્થનાના અનુભવથી જાણીએ છીએ કે જ્યારે આપણે પ્રાર્થના કરીએ છીએ, ત્યારે તેની સાથે વાત કરીએ છીએ; "તેનામાં આપણને ઉદ્ધાર એટલે પાપોની માફી છે." એફેસી. ૧૧; ૭. તેના પુત્ર ઇસુનું લોહી આપણને સઘળા પાપથી શુદ્ધ કરે છે. ૧ લો. યોહાન ૧; ૭. પહેલાં પાપની કબુલાત, ત્યાર પછી પાપોની માફી. ને ઉદ્ધાર.

ડોક્ટર પાસે જઇએ તેને આપણું દરદ જણાવીએ. એતો આપણી કબુલાત છે, ને ત્યાર પછી દવા મળે છે. ને સાજા થઇએ છીએ. એજ રીતે "ઇશ્વર સમક્ષ આપણા પાપોની કબુલાત પછી, વિશ્વાસદ્વારા તે લોહી આપણામાં રેડાય છે. ને તે લોહી વડે પાપથી શુદ્ધતા મળે છે. ને ત્યારેજ શત્રુ ઉપર જય પામીએ છીએ." પ્રકટી ૧૨; ૧૧. પાપ સંબંધી ત્રણ બાબતો છે ૧. "પાપનું પરાક્રમ. ૨ પાપની હજરી. ૩ પાપની શિક્ષા, ૧. પાપનું પ્રરાક્રમ" તે જગતમાં છે. પાપ કરવાની ઇચ્છા હોતી નથી છતાં ઘરની બહાર જવાથી પાપ કરવાની ઇચ્છા થાય છે. તેતો પાપનું પરાક્રમ છે.

૨. "પાપની હાજરી" પાપ કરવાની કે ભુંડા વિચારો કરવાની ઇચ્છા થાય છે, વળી ભુંડા સ્વપ્નો આવે છે તેજ સાબીત કરે છે કે, તમારા હૃદયમાં પાપની હાજરી છે.

૩. 'પાપની શિક્ષા' પાપની શિક્ષા તે તો મરણ છે પાપને કારણે તમે દેવથી દૂર ધકેલી કઢાએલા છો.

એટલે હવે ઇસુના લોહીને આત્રણ બાબતો માટે કામ કરવાનું છે.

૧. 'પાપનું મુળ, ભુંડા વિચારો, ને ભાવનાને કાઢવાના છે.'

૨. 'જગતના એ પાપો પર જય અપાવવાનો છે.'

૩. ખાત્રી અપાવવાની છે, કે હું મરણ ઉપર જય પામ્યો છું.'

આ તો સાચો ઉદ્ધાર છે, તેઓએ હલવાનના લોહીથી ને સાક્ષીની વાતથી તેને જીત્યો. માટે જેમ નીર્ગ ૨૯; ૨૦ પ્રમાણે હારૂનને તેના કામને માટે લોહીના છંટકાવદ્વારા શુદ્ધ કરવામાં આવ્યો. તેમજ આપણી ઉપર ઇસુનું લોહી છાંટવાનું છે.

"પવિત્રાઇ વગર કોઇ દેવને જોશે નહિ. હેબ્રી ૧૨;૧૪; માટે પવિત્રાઈ શોધો, દરરોજ પ્રાર્થના કરી વિશ્વાસદ્વારા તેના લોહીનો છંટકાવ તમારી ઉપર કરો. કે "શેતાનની સામે જીત પામી શકો, તેથી તેનું લોહી "છાંટવાનું લોહી કહેવામાં આવે છે" ૧ લો પીત. ૧;૨ "ઈસુ ખ્રિસ્તના લોહીથી છંટાવા સારૂં પસંદ કીધેલા છો" માટે જો તેના લોહીના છંટકાવથી શુદ્ધ હોઇએ તોજ ઈશ્વર પાસે જઇ શકીએ છીએ. અને હેબ્રી ૧૦; ૧૯ પ્રમાણે પરમ પવિત્ર સ્થાનમાં ઇસુના લોહીથી પેસવાની આપણને નિર્ભયતા છે." ક્યારે! તેના લોહીનો વિશ્વાસ દ્વારા છંટકાવ કરી, શુદ્ધ થઇએ ત્યારે. વારંવાર પ્રાર્થના કરવામાં તમારા વિચારો ભટકે છે પ્રાર્થના કરતાં કરતાં દૈહિક વિચારોમાં ઉતરી જાઓ છો, ને ભાન પણ રહેતું નથી, પરિણામે તમારી પ્રાર્થના સાર્થક થતી નથી. લોહીના છંટકાવદ્વારા ઘણો સમય પ્રાર્થનામાં ગાળી શકાય છે. ને ત્યારેજ પ્રાર્થનાનો ખરો સાચો અનુભવ મળે છે. ઉપદેશ કરવો, ઉઘરાણું આપવું, એ સ્હેલું છે, પણ પ્રાર્થના કરવી એટલું સહેલું નથી, એક કલાક પણ તમે પ્રાર્થના કરી શકતા નથી. વળી વ્યસનથી બંધાએલા તો પાંચ મિનિટ પણ પ્રાર્થના કરી શકતા નથી, કારણ કે વ્યસનીઓ ગંદા ખ્રિસ્તીઓ છે. પણ જ્યારે તેના લોહીનો છંટકાવ લઇએ છીએ, શુદ્ધ થઈને તેનો આત્મા પામીએ છીએ, ત્યારે મોકળાપણું મળે છે. ૨ જો કરંથી ૩;૧૭ હિંદુ મુસલમાનો સવારમાં ઉઠતાં ઉઠતાં રામ-અલ્લાહના નામને પોકારે છે જ્યારે ખ્રિસ્તીઓ બીડી શોધે છે. શા શોધે છે, સર્વ વ્યસનો ઉપર કેવળ તેનું લોહી જ જય પમાડી શકે છે. "પ્રાર્થનાનો ખરો આનંદ અને અનુભવ તેના લોહી દ્વારાજ મળી શકે છે." નીર્ગ ૨૪;૮-૯ પ્રમાણે લોહીનો છંટકાવ કરવામાં આવ્યો, ત્યારેજ તેઓએ દેવને દીઠો, કહે છે કે તેઓએ ઇસ્રાએલના દેવને

દીઠો. "તેના પગ તળે નિલમની ખુદ આકાશ જેવી ફરસબંધી હતી." નિર્ગ. ૨૪; ૧૦. જ્યારે યોહાન ૧; ૧૮ માં કહે છે કે "દેવને કોઈ માણસે દીઠો નથી" તો શા માટે કહે છે કે તેઓએ દેવને જોયો. કારણ એટલું જ કે વિશ્વાસથી તેઓએ લોહી લીધું. આપણે પણ નવા કરારના લોહીથી તેને જોઇ શકીએ છીએ. જો કે શારીરિક આંખો જગતના વાનાં જોવામાં મદદ કરે છે, પણ લોહીના છંટકાવદ્વારા આત્મિક આંખો અનંતકાળના વાનાં જોવામાં મદદ કરે છે, યોહાન ૯; ૩૯ માં કહે છે, કે જેઓ દેખતા નથી તેઓ દેખતા થાય. ને જેઓ દેખતા છે તેઓ આંધળા થાય, જેઓ દેવ સમક્ષ પોતાને ડાહ્યા સમજે છે, તેઓ આંધળા છે. માટે તમારા પ્રભુ પાસે આંધળા, નિરાધાર, કંગાલ, બેહાલ થઇને આવો, ને તે દેખતા કરશે. તે મરીયમને કહે છે કે "મને અકડીશ મા" લોહી વિના તેને ઓળખી કે અડકી શકાશે નહિ. આ લોહી એકલું પૃથ્વી પરજ નહિ પણ સ્વર્ગમાં પણ ઉપયોગી છે. કલોસી ૧; ૨૦ પ્રમાણે. વળી કહે છે, કે "જેઓ મોટી વિપત્તિમાંથી આવ્યા, તેઓએ છે. ને તેઓએ પોતાના વસ્ત્રો ધોયાં, ને હલવાનના લોહીમાં ઉજળાં કીધાં." પ્રકટી. ૭; ૧૪.

હવે આપણે એવું કહી શકીએજ નહિ, કે જો લોહી ન હોય તો કેવી રીતે ધોઇ શકાય ? ઇશ્વરના વચનોમાં એક પણ શબ્દ નકામો નથી, માટે જો તેના લોહી સંબંધી હલકા અને પાયા વિનાની વાતો કરીએ તો દુર્ભાષણ કરીએ છીએ. ઇસુનું લોહી છે, તે પાપ ઉપર જય પમાડે છે. આરંભથીજ તેનો ઉપયોગ કરેલો છે ઉત્પત્તિ ૪; ૪; ૭. હેબ્રી. ૧૧;૪ હાબેલે વિશ્વાસથી વત્તો મારો યજ્ઞ કર્યો, વિશ્વાસથી હાબેલે ખ્રિસ્તનું લોહી સ્વીકાર્યું, ને જીત પામ્યો, લોહી વડેજ માફી છે, નિર્ગ. ૧૨, ૧૩ માં કહે છે કે રકત ( લોહી ) જોઇને હું તમને ટાળી દઇશ, ને વિનાશ કરવાને તમારા પર મરકી નહિ આવશે. વિશ્વાસથી તેઓએ ( લોહી ) લીધું, ને છાંટયું. ને બચી ગયા. બાકીના માર્યા ગયા જ્યાં સુધી લોહીનો છંટકાવ થયો નથી, ત્યાં સુધી તમારી ભકિત, તમારાં નાણાં તમારી પ્રાર્થના નિરર્થક છે. પ્રે. કૃ. ૨૦:૨૮ મુજબ દેવની મંડળી જે તેણે પોતાના લોહીથી ખરીદી" ત્યારે જો લોહી ન હોય તો કયાંથી ખરીદાય' જો લોહી હોય તોજ ખરીદી શકાય. વળી પ્રકટી ૫;૯ માં કહે છે કે "તમે લોહીથી વેચાતા લેવાએલા છો." શું તમે લોહીથી ખરીદાયા

છો? લોહીથી પાસે લેવાયા છો? લોહી દ્વારા ઈશ્વર સાથે સમાધાન પામ્યા છો? લોહી દ્વારા ઇશ્વરને જોઇ શકો છો? લોહીદ્વારા તેની સાથે મિલાપ પામ્યા છો; જરૂર કેવળ ઈસુનુંજ લોહી સર્વ કંઈ કરી શકે છે. કેવળ ઇસુનુંજ લોહી પાપથી શુદ્ધ કરે છે.

'મરીયમ મને અડક મા, હજુ સુધી હું ઉપર ચઢી ગયો નથી." તેજ લોહી દ્વારા આવનાર ક્રોધથીબચી શકીશું" "તેજ લોહી દ્વારા ન્યાયીઠરાવાયા છીએ. રૂમી. ૬; ૯ ' તેનાજ લોહીથી-આસરો-પોષણ અને બચાવ મળે છે. તેનાજ લોહીથી ખંડી લેવાએલા છીએ" હેબ્રી. ૧૩;૨૦ તેના લોહીથી પાપ માફ થયાં છે. તેના લોહીથીજ પાસે લેવાયા છો. તેના લોહીથીજ અંતકરણ શુધ કરાય છે. સર્વ કંઇ તેના લોહીથી છે. શું વિશ્વાસથી તેનું લોહી પીઓ છો? વિશ્વાસથી તમારાં અવયવો આંખ, કાન, નાક, ઉપર તેના લોહીનો છંટકાવ કરો છો! વિશ્વાસથી તેના લોહીએ કરીને તેનું દર્શન પામો છો? તેના લોહી વિના બદલાણ નથી.અનંતજીવન એટલે ખ્રિસ્તને પોતાનો કરવો દેહ શેતાન જગત ઉપર જય મેળવવો, અને મરણ ઉપર જય મેળવવો," તેમાંનું કંઈ પણ લોહી સિવાય બની શકશે નહિ. તે કહે છે કે જે મારું માસ ખાય છે ને મારું લોહી પીએ છે તેને અનંત જીવન છે. ઇસુ તેને કહે છે કે મરીયમ " મને અડક મા "

ખ્રિસ્તના સ્વર્ગારોહણ પછી તે આજ સુધી છ જમાના વહી ગયા. ને સાતમા જમાનામાં આપણે જીવીએ છીએ. પ્રકટીકરણના પુસ્તકમાં પુરાતન મંડળીઓને આપેલા સાત સંદેશા દ્વારા તે સાત જમાનાનો ઉલ્લેખ કરે છે. પહેલા જમાનો "સાચો પ્રેમ" અને બીજો જમાનો તે "શહીદોના દુઃખસહન"નો હતો

## "પ્રથમ તથા છેલ્લો હું છું."

પ્રક. ૧૬, ૧૭ ; ૬

આ જગતની મહાન સત્તાઓમાંની કોઈ પણ સત્તા તેની આગળ ટકી શકશે નહિ. ખુદ તેના જમાનાની મહાન સત્તાઓએ પણ મનોરથ પ્રયત્નો કરી જોયા જેવી કે ગ્રીક, રોમન, યહૂદી. છતાં પણ કોઇ તેની આગળ ફાવી શકી નહિ, અને ફાવશે પણ નહિ. તે કહે છે કે "પ્રથમ તથા છેલ્લો હું છું." **કોઈ પણ રાજ્ય, કોઈ પણ માણસ, કોઇ પણ જાતનું પરાક્રમ, અને કોઇ પણ જાતનું જ્ઞાન કે સત્તા તેની સમક્ષ કદી પણ ટકી શકશે નહિ.** બધા પાયમાલ જમીનદોસ્ત થઈ ગયા છે. આખરે શેતાનને પણ તેણે છુંદી નાખ્યો છે.

એક વખત ગાંધીએ પેપરમાં લખ્યું હતું, કે કોંગ્રેસનું રાજ આવશે, ત્યારે કોઇ પણ ખ્રિસ્તી થશે નહિ. એવા પ્રકારના કાયદા કાનુનો અમલમાં મુકવામાં આવશે કે, ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થઇ શકે નહિ. કોઇને બાપ્તિસ્મા નહિ આપવા દઉં" પરંતુ ગમે તે હોય, ગમે તેવા કાયદાઓ થાય, કે કરે, પરંતુ તેની આગળ સર્વ નાસીપાસ થશે, કોઈ તેની આગળ ટકી શકશે નહિ. કોઈ પણ જણને તેની સમક્ષ ઉભા રહેવાની તાકાત નથી. આજે તમે ખ્રિસ્તના અનુયાયી તરીકે દુનીયાને પડકાર કરો, દેવની આગળ ઘુંટણીએ પડીને તેની પાસેથી પરાક્રમ માગો, આપણો પ્રભુ જીવતો પ્રભુ છે. તે જીવતો હતો. અને જીવતો છે. કોઈ પણ માણસ તેની આગળ ઉભો રહી શકે નહિ. તે કહે છે કે "પ્રથમ તથા છેલ્લો હું છું." ખ્રિસ્તના નામનો ડર નહિ રાખનારા, પણ દુનીયાથી ડરનારા કોંગ્રેસમાં જોડાય છે. જ્યારે તેઓને પૂછવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે, ભવિષ્યમાં આપણને કંઇક આશરો મળે એ હેતુથી અમે જોડાઇએ છીએ. તેઓ જીવતા ઇશ્વરને ભૂલી ગયા. ને સામ્રાજ્યનો આશરો શોધવા લાગ્યા. શું જીવતા દેવ કરતાં સામ્રાજ્ય અધિક છે? ના. કદી નહિ. સામ્રાજ્યનો આશરો આપણને કામ નહિ લાગે **આપણું રક્ષણ, આપણું પરાક્રમ, આપણી દોરવણી આપણા જીવતા પ્રભુમાં છે.** પરંતુ આપણે તેને ભૂલી જઇએ છીએ જ્યારે આપણા પર દુ:ખ આવે છે, ત્યારે તેને યાદ કરીએ છીએ. હરઘડીએ હરેક પળે તેને શોધી તેની દોરવણી માગો, તે રક્ષણ કરવાને તૈયાર છે. **યશા. ૫૪;૧૭માં તે કહે છે. કે તારી વિરૂદ્ધ થવા સારૂં ઘડેલું કોઇપણ હથિયાર સાર્થક થશે નહિ.** આપણા પ્રભુ પાસે આપણે માગતા શીખીએ. અરે! તેની પર તાર કરતાં શીખીએ કે એકદમ ઉત્તર મળીજાય આપણા તાર સ્વિકારવા તે હરઘડીએ તૈયાર છે કોઈપણ જાતનું ઘડેલું હથિયાર, મહાન પ્રજા કે મહાન સામ્રાજ્ય તેને નુકસાન કરી શકશે નહિ. ને આપણે તેને જીવતો પ્રભુ માનીએ છીએ તો તેજ આપણું રક્ષણ કરશે તે કહે છે કે પ્રથમ તથા છેલ્લો હું છું. આપણ તેના બાળકોને તે કહે છે, કે હું જીવું છું. હરકોઇ પ્રજા, માણસો કે રાજ્યની યોજના તે ઉંધી વાળી નાખશે આપણી ફરજ કેવળ શાંત રહીને પ્રાર્થના કરવાની છે યશા. ૩૦;૧૫ માં તે કહે છે કે, તમે શાંત રહો, આપણો પ્રભુ આપણી ખાતર પ્રજાઓ માણસો અને મહારાજાઓની સાથે લડશે. માટે કોંગ્રેસમાં જોડાશો નહિ. તે ઇશ્વર વિરોધી ચળવળ છે. ઘણા ખ્રિસ્તીઓ તેમાં જોડાય છે તેઓ મોટા ભયમાં છે. ૧ લો શમુ. ૧૭;૪૭.

**રક્ષણ અને સામ્રાજ્ય આપણને નિરાશ કરશે આપણો ખરો આશરો તેમાં સમાએલો નથી, પણ આપણું આશ્રયસ્થાન તે આપણો જીવતો પ્રભુ છે. આપણા જીવનોની સાચી સલામતી કેવળ આપણાં ખ્રિસ્તમાંજ** છે. આપણો પ્રભુ જીવતો છે તો શા માટે આપણે તેની પાસે જતા નથી? શા માટે તેને હાંક મારતા નથી, શા માટે આપણે બીજા આશ્રયસ્થાનો શોધીએ છીએ.

ધારોકે એક ભિખારી રસ્તા ઉપર બેઠો છે, અને એક સદ્‌ગૃહસ્થ જેને ભીખ માગવાની આવશ્યકતા નથી. તે પેલા ભિખારી પાસે જઇને તેની પાસે ભીખ માગે, તો કેવું દેખાય? આપણી નજરે તે યોગ્ય જણાશે નહિ. છતાં આજે આપણામાં ઘણા એમજ કરે છે. ખ્રિસ્ત કે જેની પાસે આપણે જવું જોઇએ, તેની પાસે ન જતાં જેઓ ભીખારી જેવા છે તેમની પાસે જઇએ છીએ. તેઓએ આપણી પાસે આવવું જોઇએ. જ્યારે આપણે તેઓની પાસે જઇએ છીએ. અને એમ આપણા જીવતા પ્રભુનો ત્યાગ કરીએ છીએ ૨. કાળ. ૨૦;૧૫ યહોવાહ કહે છે એ યુદ્ધ તમારૂં નથી, એ તો દેવનું છું. જો આવો દેવ આપણને મળ્યો છે તો કોનાથી બ્હીવું.

પ્રેરીતોના જમાનામાં ઘણા થોડા ખ્રિસ્તીઓ હતા. તેઓનાં જમીન, ઘર, માલ મિલકત સર્વસ્વ પડાવી લેવામાં આવ્યું, રહેવાનું ઠેકાણું પણ રહ્યું નહિ. પહાડ પર્વતની બખોલો—કોતરોમાં સતાઇ રહ્યા, આવી અનેક જાતની મુશ્કેલીઓમાં તેઓ મૂકાયા. છતાં તેઓએ તેમના પ્રભુનો ત્યાગ ન કીધો. એજ પ્રભુ આપણને કહે છે 'પ્રથમ તથા છેલ્લો હું છું" તો શા માટે જગતના લોકો પાસે આપણે આસરો શોધવો પડે? યશા ૩૧: ૧માં કહે છે કે 'અફસોસ છે, તેઓને કે જેઓ સહાયતાને સારૂ મિસર ચાલ્યા ગયા. ઘોડાઓ, સમર્થ સ્વારો, રથો પર ભરોસો રાખે છે. પણ ઇસ્રાએલના પવિત્ર તરફ તેઓ દષ્ટિ પણ કરતા નથી.

આજે ઘણા ખ્રિસ્તીઓ પોતાના વિશ્વાસ, તારણનો ખરો આનંદ, અને દેવનું પ્રરાક્રમ ખોઇ બેઠા છે. કારણકે તેઓએ દેવ પાસે જવાનું પડતું મૂક્યું. જો **આપણે આપણા દેવને પુરા મનથી શોધ્યો હોત, તો આજે હિંદભરમાં તેના નામે ચમત્કારો થાત, અજાયબીથી ભરેલાં કામો થાત. પણ આજે આપણે તે જોઇ શકતા નથીં.**

કાશ્મીર એ ઘણો રમણિય ફળદ્રુપ પ્રદેશ છે. મનરંજન કુદરતી ઝરણો, પાણી, ફળો અને ફૂલોથી ભરપુર અનેક જાતના મેવા વનસપતિથી ભરેલો.

છતાં કાશ્મિરના લોકો ભૂખે મરે છે. શું કારણ? ઘણા બહારના માણસો ત્યાં આવી પોતાના જીવનો ખુશમય બનાવી, અનેક જીવનની જરૂરી-આતો ત્યાંથી મેળવે છે. પણ ખુદ ત્યાંના રહેવાસી ભૂખે મરે છે. શું કારણ? આજે આપણી એજ દશા છે.

જ્યારે **આપણે આપણા જીવતા પ્રભુને તજી દઇએ છીએ, અને અન્ય ભિખારીઓ પાસે આપણે જઇએ છીએ.** ત્યારે આપણી એ દશા થાય છે. તેનામાં સર્વસ્વ છે આપણું સારૂંએ જીવન તેનામાં સમાએલું છે. છતાં આપણે તેની પાસે જતા નથી, ને આપણી દશા કફોડી બને છે. યહો. ૧; ૩-૧૦ તે કહે છે જાઓ દેશનો કબજો કરો ઇસ્રાએલના માટે પસંદ કરેલો દેશ. દેવે તેમને ખાત્રી આપી હતી, છતાં તેઓએ દેવ પર વિશ્વાસ કર્યો નહિ અને વેરાઈ ગયા. એમજ પાછળ જણાવ્યા પ્રમાણે આજે આપણે ત્રણ વર્ગમાં વહેંચાઇ ગયા છે, ૧ પોતાના ઘરવાળા, ૨ ભાડે રહેનાર ,૩ રખડતા. મોટે ભાગે પાછલા બે વર્ગમાં આજનો ખ્રિસ્તી સમાજ વેરાઈ ગયો છે. પરંતુ જ્યારે આપણે પહેલા વર્ગમાં હોઈશું, આપણા તારનારને પોતાનો કરી લઇશું ત્યારે તે આપણને કહેશે, કે **તેઓ તારી સાથે યુદ્ધ કરશે પણ તને હરાવશે નહિ, કેમકે તારો છુટકો કરવા માટે હું તારી સાથે** છે. યર્મિ. ૧; ૧૯માં યહોવાહ આપણને સ્પષ્ટ બતાવે છે, કોઇ પણ માણસ તારી વિરૂદ્ધ ફાવી શકશે નહિ. પ્રેરીતોના જમાનામાં અસહ્ય સતાવણીમાં પસાર થઈ, હજારો તેના શહીદોએ પોતાના જીવન વ્હાલા ત્રાતાને અર્પી દીધા. પ્રભુ કહે છે કે 'પ્રથમ તથા છેલ્લો હું છું' જ્યારે આપણી પાસે રહેવાને ઘર ન હોય, રક્ષણને માટે મોટાં સામ્રાજ્યો ન હોય, ત્યારે તે આપણને કહે છે કે, "પ્રથમ તથા છેલ્લો હું છું." ઇતિહાસ સાક્ષી પુરે છે. કે એવી અસહ્ય સતાવણીમાં મંડળીઓ સ્થપાઇ, ને ઇશ્વરની વાત વેગે ફેલાઈ ગઇ. જગતની મહાન સત્તાઓ તેને રોકી શકી નહિ, મહાન રાજાઓનો નાશ થઇ ગયો, મોટાં સામ્રાજ્યોના ભાંગીને ચુરેચુરા થઈ ગયા. મહા બળીયા માણસો મરી ગયા. આજે આપણો એજ પ્રભુ કામ કરે છે, તે કહે છે પ્રથમ, તથા છેલ્લો હું છું" છતાં પણ આપણે બહુજ અધુરા છીએ.

વર્તમાન યુગમાં જોતા જણાય છે કે, મોટા ભાગના મકાનો સીમેન્ટ કાંકરેટથી બંધાય છે. જ્યારે તેનું બાંધકામ શરૂ થાય છે, ત્યારે બહારતો ફક્ત નકામાં ખોખાંના પાટીઆ જણાય છે. પરંતુ અમુક દિવસ પછી જ્યારે તે પાટીઆં કાઢી નાંખવામાં આવે, ત્યારે એ સીમેન્ટ કાંકરેટના

મજબુત પત્થર કે દિવાલ આપણે જોઈ શકીએ છીએ. આજની આપણી મંડળીઓ પણ એવીજ છે લડાઈ અને ઝગડા જાતજાતની પ્રથાઓ આપણે જોઇએ છીએ. છતાં ઇશ્વર કંઇક કામ કરે છે, પણ જેમ પાટીઆ કાઢી નાખવામાં આવે છે. તેમ જ્યારે આપણા ઇશ્વર આવશે, ને સર્વ પ્રકારનું અસ્તર કાઢી નાખશે, ત્યારે જેઓને આપણે ધારતા નથી, તેઓની મારફતે મહાન અને મજબુત કામો થએલાં જોઈશું ?

એક વખતે એક શ્રિમંત બાઇ હતી, કે જેણે પોતાનાં ઘણાં નાણાં મંડળીને આપ્યાં હતાં. પ્રાર્થના સભામાં પણ હોંસથી દરરોજ ભાગ લેતી. પણ જ્યારે તે સ્વર્ગે ગઇ, ત્યારે તેણે એક બહુજ સુંદર મહેલ જોયો, તેણે ધાર્યું કે તે મહેલ તેણીનાજ માટે હશે, પરંતુ તેને જણાવવામાં આવ્યું કે એ મહેલ તારા ઘરમાં કામ કરનાર પેલી નોકરડીનો છે. અને તેણીને માટે તો એક નાનું ઝુંપડું હતુ, તે બતાવવામાં આવ્યું. તેણીએ પ્રશ્ન કર્યો તેનો જવાબ એ હતો કે ' તમે જે અહીં મોકલાવો છો તેનું બંધાય છે, " ૧ લો કરંથી ૩;૧૪. જેમ સોનાને ગાળવાને ભઠ્ઠી હોય છે કે ખરૂં સોનું ભઠ્ઠીમાં ગળાયા પછી જણાય. તેમ સોનું તે તો જીવતો વિશ્વાસ છે કે જેની પરીક્ષા અગ્નિથી કરાય છે. રૂપુ તે તો ખરી શુદ્ધતા બતાવે છે, અને મુલ્યવાન પાષણ તે આત્મા છે. તે બાઇને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે તમે બીજાઓના માટે પ્રાર્થના કરી ? તેણીએ કહ્યું, ઘણાને મેં બાઇબલ આપ્યાં, સારી સારી ચોપડીઓ આપી તેણીને જવાબ મળ્યો, કે તારી ચાકરડી વાસણો માંજતાં, ઘરનું કામ કરતાં. આંસુ સાથે બીજાઓના હકમાં પ્રાર્થના કરતી હતી, તેની એ પ્રાર્થના વડે આ સુંદર મહેલ બાંધવામાં આવ્યો છે. અને એની એ પ્રાર્થના વડેજ તારા ભાગ આ ઝુંપડું પણ આવ્યું છે. દુનિયાપરના તારા કોઇ કામ એવાં નથી, કે જેનો બદલો તને અહીં મળી શકે. કદાચ દેવના રાજ્યમાં મિશનેરીઓના બબરચીઓના પણ મહેલ જોવામાં આવશે, ગરીબ ખ્રિસ્તીઓની મારફતે પણ ઇશ્વર કામ કરે છે. **કેવળ ઉઘરાણાં આપવા લેવાથી કે કેવળ ઉપદેશ કરવાથી આત્માઓ જીતાતા નથી. ક્રુર સતાવણીઓ સહન કરવી પડે છે.** અગ્નિની ભઠ્ઠીમાં, સિંહોના બિલમાં પણ તેઓના આનંદ જોઇને એ ક્રૂર સિપાઇઓના બદલાણ થતા હતા, તેઓને મોટા થીએટરોમાં લઇ જવામાં આવતા હતા ૨૦—૩૦ હજાર પ્રેક્ષકોની રૂબરૂ

અસલ મશ્કરી સાથે - તેઓ ઉપર ભૂખ્યા સિંહોને છોડવામાં આવતાં. સખત ધમકીઓ આપતાં છતાં તેઓએ પોતાના જીવન વ્હાલા ત્રાતામાં કુરબાન કર્યો. ભૂખ્યા સિંહોને જોતાં, સખત મશ્કરીઓ થતી, છતાં ઘુંટણે પડીને જીવતા તારનારની ગોદમાં ચાલ્યા જતા હતા. તેઓ ધિક્કારાએલા હતા. દુનિયાની મહાન સત્તાઓ તેમને કચરોજ ગણતી હતી. છતાં લગભગ ૨૪૦ વર્ષ લગી આવી ભયંકર સતાવણીમાં પણ તેઓએ પોતાના આનંદ વિશ્વાસ ખોનાં નહિ આવી સતાવણીમાં તેઓના આનંદ જોઈ પ્રેક્ષકોમાં બદલાણુ તારણુ થતા હતા. આપણો પ્રભુ આપણને કહે છે 'પ્રથમ તથા છેલ્લો હું છું" તે વખતની મહાન સત્તાઓનો એટલો તાપ હતો, કે કોઈ ભેગા મળી શકે નહિ છતાં તેઓ [માછલીના નિશાન] મારફતે અમુક ગુપ્ત જગાઓમાં ભેગા મળતા. અને ઇશ્વરને પોકારતા હતા. ચામડાના વસ્ત્રો પહેરતા હતા. પાંદડાં અને ફળો ઉપર તેઓનો દૈહિક જીવનનો આધાર હતો. છતાં દેવની વાત વેગે વધતી ગઇ. આતો ખ્રિસ્તી મંડળીનું સાચું રહસ્ય છે. દુ;ખ સ્હેતાં સ્હેતાં આગળ વધવું જોઇએ. મિશન કંપાઉન્ડની ઘણી પ્રથાઓ ન લાયક છે, મિશન કંપાઉન્ડમાં રહેનારને વિશ્વાસ નથી, તેમાં રહેનારા સીનેમા જુએ, ખાય છે, પીએ છે, અને સીનેમામાં લગ્ન પણ કરે છે. એક ધમતરી નામના ગામમાં સીનેમા ખોલવામાં આવ્યું, તેના દાતારો મોટા ભાગે ખ્રિસ્તીઓ હતા. માણસની પાસે જવાથી જીવન મળતું નથી. ઇશ્વર એમ કહેતો નથી કે વિપત્તિઓ નહિ આવે તે કહે છે, કે "તું મરણપર્વંત વિશ્વાસુ થઈ રહે, ને હું તને જીવનનો મુગટ આપીશ." ખરા ખ્રિસ્તીઓ તરીકે મરણપર્યંત સ્હેવું પડશે, લોબાન ને જેમ જેમ વધારે દળવામાં આવે છે, વધારે ઝીણું બનાવે છે, તેમ તેમ તે વિશેષ સુંગંધ આપે છે. એમજ જેમ જેમ તેના લોકોને વધારેને વધારે પીસવામાં આવશે, તેમ તેમ ઇશ્વરની સુંદરતાના દર્શન વધુને વધુ થશે.

કાશ્મિરની અંદર એવી જાતના કેટલાંક ફૂલ થાય છે. કે જે અંધારામાંજ સુંગધ આપે છે, દિવસે કે અજવાળે બિલકુલ સુગંધ આપતા નથી. ઘણાં ખ્રિસ્તીઓ સતાવણી, દુ;ખ કે વિપત્તિમાં પીમાશે. ત્યારે જ તેઓની સુવાસ ફેલાશે. માટે જેઓ ખ્રિસ્તમાં જીવવા માગે છે, તેઓને અનિવાર્ય સતાવણી દુ;ખ કે વિપત્તિ સહન કરવાંજ પડશે. ૨ જો તીમો ૩;૧૨. જો તમારી સતાવણી ન થાય, તો તમે ખ્રિસ્તી નથી.

૧ લો. પીતર. ૪,૧૩-૧૪ તેનામાં રહેવાથી સતાવણી છે. પણ જેઓ સતાવણી પામે છે, તેના પર મહિમાનો આત્મા આવે છે. તેથી ખ્રિસ્તી મંડળીઓએ સહન કરવું જોઇએ, અને સહન કરવું જ પડશે. કોઈપણ શહીદ સહન કર્યા વગર રહ્યા નહિ જ્યારે આપણે આપણાં પાપ કબુલ કરીએ છીએ, ત્યારે સહન કરવું પડશે. કોઇપણ માણસ જન્મથી ખ્રિસ્તી નથી. માટે આપણે ગમે તે હોઇએ, પણ જ્યારે નવો જન્મ પામીએ છીએ, ત્યારે મિત્રો કે સગાંસ્નેહીઓ તરફથી સહન કરવું જ પડશે. તેના નામમાં સહન કરવામાં તો અમુલ્ય આનંદ સમાયેલો છે. માત્થી, ૫;૧૧-૧૨.

આપણા પાડોશીઓ, જેઓ તારણ વગરના છે, તેઓમાં ખ્રિસ્તની સાક્ષીરૂપે રહેતાં, ને સાક્ષી આપતાં આપણે સહન કરવું જ પડશે.

વારંવાર હિંદુ મુસલમાન લડતા જણાય છે, પણ જો તેઓને છોડાવવા કોઇ ક ખ્રિસ્તી વચમાં પડે, તો તેઓ બંને એક થઇ તે ખ્રિસ્તીની વિરૂદ્ધ થશે. કારણ કે તેઓ બંને શેતાનના છે. તેઓ માંહોમાંહે લડી મર્યા પણ કદી તેમના ધર્મપુસ્તક બાળ્યા નહિ. આજે તેઓ બાઇબલ બાળવા આતુર થઇ રહ્યા છે. શેતાને તેઓને એ કરવાને એક કર્યા છે. તેથી જ્યારે જ્યારે તમારી સાક્ષીથી જો તમારી સતાવણી ન થાય, તો જાણો કે તમે જગતના છો. યોહાન. ૧૫ ; ૧૯. તેથી જો આપણે દેવથી પ્રસન્ન કરાએલા છીએ, તો જગત આપણને ધીક્કારશે. પેરિતોના જમાનામાં તેઓ ધિક્કારાએલા હતા, છતાં ખ્રિસ્તી મંડળીનો સાચો સંગીન પાયો તેઓએ નાખ્યો. હજારોની સંખ્યામાં તેઓ માર્યા ગયા. જીવનભર તેઓને વેઠવું પડયું, છતાં તેઓ ડગ્યા નહિ. આપણા પ્રભુની હાજરી વિના કોઇપણ માણસ સાચો ઉપદેશ કરી શકે જ નહિ. અને એમ જીવતા ઇશ્વરની ગેરહાજરી, અને જીવતા બેધારી વચનોની ગેરહાજરીને પરિણામે જ આપણી મોટી મોટી હાઇસ્કુલો, મહાન દેવળો અને હજારો રૂપીઆનો ખર્ચ નકામો જાય છે.

ધારો કે તમે મુંબઈ જાઓ, ત્યાં એક ગામડીઓ માણસ મોટી હાઇસ્કૂલ અને મોટાં મોટાં દવાખાના જોઇને ધારે, કે અહીં ખ્રિસ્તી માણસો હશે. ખ્રિસ્તની હાજરી પણ અહીં હશે. ધારો કે તે માણસને ખ્રિસ્તને મળવું છે. પ્રથમ તે તેના પ્રોફેસરની પાસે જાય છે. પ્રોફેસર જવાબ આપે છે, કે તને મળવાનો મને વખત નથી. એમ કહી તેને પાળક પાસે મોકલે છે. પરંતુ પાળકને કેવી રીતે શોધી કાઢવો. કોઈ તેને બતા-

વતું નથી. તે બધા બિચારા ગામડીયાની મશ્કરી કરે છે. આખરે તે થાકીને પાછો દરવાજા પાસે આવી બેસે છે. આખરે એ દૂત તેની પાસે આવે છે તેને કહે છે કે ભાઈ કેમ ઉદાસ થઈને બેઠો છે, તેણે કહ્યું મારે ખ્રિસ્તને મળવું છે, પણ તે મને અહીં મળી શકતો નથી. દૂતોએ તેને જવાબ આપ્યો કે લુક. ૨૪; ૫. **મુએલામાં તમે જીવતાને કેમ શોધો છો ?**

એક વખતે ત્રાવણકોરના દેવળમાં હું ગયો. દેવળના કમ્પાઉન્ડમાં મેં ઘણીજ કબરો જોઇ તપાસ કરતાં માલમ પડયું, કે પૈસાદાર માણસો પોતાની કબરો દેવળના કંપાઉન્ડમાં બાંધે છે, ને ગરીબોને બહાર દાટવામાં આવે છે. આખરે હું દેવળમાં ગયો, ત્યાં પણ ઘણી કબરો જોઇ પણ તે કબરો હાલતી ચાલતી કબરો હતી. આપણી પ્રાર્થનાઓમાં જરા પણ વિશ્વાસ હોતો નથી, અને આપણે જીવતા છતાં મુએલા છીએ. તેથી એનો એજ પ્રશ્ન આપણી પાસે આવે છે. કે લુક ૨૪,૫. હવે ધારો કે પેલો ગામડીઓ આખરે થાકીને મિશનેરી પાસે આવે છે. ત્યાં તેને જવાબ મળે છે, કે સાહેબ ચા પીએ છે. પછી આવજો તે તે ફરીથી આવે છે, જવાબ મળે છે કે સાહેબ જમવા બેઠા છે. મોડા આવજો. તે બિચારો ફરીથી મોડો આવે છે, ફરી જવાબ મળે છે કે સાહેબ ચા પીએ છે પછી આવજો. બિચારો પાછો જઇ પાછો ફરી આવે છે, જવાબ મળે છે કે સાહેબ ટેનીસ રમે છે પછી આવજો. ફરી તે આવે છે જવાબ મળે છે કે સાહેબ રાતનું ખાણું ખાય છે. પછી આવજો ફરીને પાછો આવે છે જવાબ મળે છે, કે સાહેબ બાળકને રમાડે છે થોડીવાર પછી આવજો. તે બિચારો નિરાશ થઇને પાછો ફરી આવે છે. જવાબ મળે છે કે સાહેબ ઉંઘી ગયા છે, અને આમ આખા દિવસના તેના આંટા નકામા જાય છે. બિચારો ગામડીઓ થાકીને પાછો દરવાજા પાસે આવી બેસે છે, અને પેલા દૂતો આવીને પૂછે કે કેમ ઉદાસ છે? તેણે કહ્યું મારો ખ્રીસ્ત મને અહીં મળી શક્યો નહિ. દૂતોએ એનો એજ પ્રશ્ન કર્યો લુક. ૨૪,૫.

આપણી પાસે મોટાં મંદિરો ભજનસ્થાનો છે પણ ત્યાં દેવ નથી. જીવતા દેવને વિસરી ગયા છીએ. મોટી હાઇસ્કુલો, આલેશાન મકાનો, પાસ્ટરો મિશનેરીઓ બીશપો છે, ત્યાં કોઇ પણ જગાએ જીવતા ઇશ્વરને સ્થાન નથી. મોટી મોટી મંડળીઓ છે, પણ ત્યાં ખ્રિસ્ત નથી, હવે આ રીતે અહીં બે જમાના પુરા થાય છે એટલે કે સાચા પ્રેમનો અનુભવ અને શહીદોનો. હવે ત્રીજો જમાનો શરૂ થાય છે.

**'દેવ કહે છે તું ક્યાં વસે છે, તે હું જાણું છું. તેઓની સંખ્યા થોડી હતી, તેઓમાં શેતાનની ગાદી હતી. છતાં પણ તેઓ વિશ્વાસુ રહ્યા છતાં દેવ કહે છે, મને તારે ઉલટાં થોડા એક છે.** પ્રક. ૨; ૧૩

## " મને તારે ઉલટાં થોડાં એક છે. "

ગણના ૨૫;૧ બલઆમના બોધકોનું માની તેઓએ પોતાની દીકરીઓ તેઓને આપી. અને એમ તેઓ પાપમાં પડયા, આજ બલઆમનો બોધતે એ હતો કે, ભલે ગમે તે કોમના હોય. પણ લાયક છોકરા છોકરીઓને પરણાવવા. અને એમ શેતાને તેઓને ફાંદામાં નાખ્યા હતા; તેઓએ એમ ધાર્યું. કે તેઓ તો સારા લોક દેખાય છે, તેઓને છોકરીઓ આપવાથી કંઇ ખોટું નહિ થાય. પણ દિવસેને દિવસે આ પાપ વધતું જ જાય છે. તેને અટકાવનાર કોઇ નથી ઉલટા તેને વધારવા યોજનાઓ કરે છે, અને એવા લખાણો પણ બહાર પડે છે, કે ખ્રીસ્તી છોકરીઓએ અખ્રીસ્તી સાથે પરણવું જોઇએ એમાં કંઇ પાપ નથી. આ લખાણ કરનાર માણસના મિત્રના છોકરા સાથે એક ખ્રીસ્તી કન્યા પરણી હતી, તે છોકરો મુસલમાન હતો. તેણે આવો ઠરાવ કર્યો હતો.

કદાચ ગુજરાતની અંદર આજે એવા કેસ નહિ હોય, પરંતુ ઉત્તર હિંદુસ્તાનમાં એવા ઘણા કેસો બને છે, ને બન્યા છે, જો અહીંની છોકરીઓ ત્યાં જશે, તો જરૂર એ પરિણામ આવશે. ત્યાંની ભણેલી શિક્ષીકાઓ અને નર્સો વધારે ભણેલા છોકરાઓ શોધે છે, ન મળવાને પરિણામે તેઓ ઉપરનો રસ્તો પકડે છે. અને અખ્રિસ્તીઓ જોડે પરણી જાય છે. આમ આજે આપણામાં બલઆમનો બોધ જેને દેવ ધિકકારે છે, તેણે પગપેસારો કર્યો છે. ભણેલી છોકરીઓની સંખ્યા વધુ પ્રમાણમાં છે. જ્યારે ભણેલા જુવાનોની સંખ્યા થોડી છે, ઘણાંને મેટ્રીક પાસ કરતાં ચાર ચાર વરસના વહાણાં વહી જાય છે, આખરે નોકરી મળે છે, તો તે ૨૫–૩૦ રૂા. પરિણામ એ આવે છે, કે ભણેલી કન્યાઓ તેઓને પરણવા ખુશી હોતી નથી. ને વળી જો એવાં જોડાં જોડાઇ જાય, તો તે બિચારા જુવાનનો મરોજ આવે છે. ઘરની સ્ત્રીની જગ્યાએ તેને રહેવું પડે છે, અને બાટલી વડે બાળકોને ધવડાવવાં પણ પડે છે. તેઓ ઘરના નોકરો બને છે,

ખરેખર એ સત્ય ઘટના છે, આજે આપણામાં એજ ચાલી રહ્યું છે. અને એને પરિણામે ઘણી ખ્રિસ્તી છોકરીઓ અખ્રિસ્તીઓ સાથે પરણવા તૈયાર થાય છે. **માબાપોને લગ્ન વખતે વધારે નાણાં મળે**

એજ હેતુથી તેઓ છોકરીઓને વધારે કેળવણી આપે છે. મિશનેરીઓ પણ એ સંસ્થાઓ પાછળ વધું ખર્ચ કરે છે. પરંતુ વધુ કેળવણી લીધા કે આપ્યા પછી શું પરિણામ આવે છે, તેનો વિચાર સરૂખો પણ કરતા નથી. આજે આપણામાં આ એક કોયડો બની ગયો છે, કોણ તેનો ઉકેલ આણી શકે? તે બંધ કરવું, એ માણસની શક્તિ બહાર છે. શેતાને કેવી રીતે પોતાની જાળ બીછાવી છે, ને "આંતરકોમી લગ્નપ્રથા." આપણામાં ઘાલી દીધી છે

"માબાપો કેવળ ખાનદાન કુટુંબ, પૈસા અને કેળવણી પર મોહે છે. ભવિષ્ય જીવનનો વિચાર કરતા નથી" જુવાનો પોતે દેખાવડા ન હોય, છતાં પણ સુંદર અને ભણેલી છોકરીઓ શોધે છે. અને એમ વર્તમાન યુગમાં થતા લગ્નો માત્ર થોડાંજ ઇશ્વરની ઇચ્છાથી જોડાય છે. એના પરિણામે આપણો સમાજ દુઃખી અને ક્લેષિત બનતો જાય છે. અને આજે આ રીતે બલઆમના બોધે આપણો કબજો લીધો છે, ને તે વધુને વધુ ફેલાતો જાય છે

જો આવી આપણી સ્થિતિ હોય, તો પણ જીવતા ઇશ્વર પાસે જવાથી તે સુધરી જાય છે. આપણે ગમેતેવી સ્થિતિના હોઇએ પણ નવો જન્મ આપણો થવો જ જોઇએ. વારંવાર આપણે પાળકો મિત્રો અને અધિપતિઓની સલાહ લઇએ છીએ, પણ દેવને પુછતાજ નથી: "બાઇબલનું મનન અને ઘુંટણભરની પ્રાર્થના વડે આપણા દેવને શોધી શકાય છે" આપણે તેની પાસે જઇએ, તેની સલાહ માગીએ તો, જરૂર તે આપણને યોગ્ય રસ્તો બતલાવશે. બલઆમની ભયંકર બેડીમાંથી છુટવાનો માત્ર તે એકજ ઉપાય છે.

"આપણાં માબાપો ઇશ્વરની મહત્વની યોજના શોધવામાં ચુકયા છે. વળી પ્રક. ૨,૧૫ દેવ કહે છે, "એવી રીતે નિકોલાયતીઓનો બોધ તેઓ ધરી રાખે છે, "નિકોલાયતી એતો ભેદભાવ છે, 'ભેદભાવ' એ પણ ભયંકર પાપ છે." જેને જીવતો દેવ ધિક્કારે છે. આજે આપણામાં પણ એજ પાપે પગપેસારો કર્યો છે. જેનાં બુરાં પરિણામ આપણે ભોગવીએ છીએ.

સભાસદો અને પાળકો વચ્ચેનો ભેદભાવ આજે છે. માન મેળ-વવા ખાતર મોટા ઝભા આપવામાં આવે છે. ' તેઓ કેવળ એમના બીશપોને પ્રભુ માને છે, પ્રભુ પ્રભુ કહીને તેઓની આગળ રહે છે,

જ્યારે જીવતા દેવ ઇસુખ્રિસ્તને તેઓ કેવળ "ઈસુ" કહીને સંબોધે છે" આ દુષ્ટાઇ આપણામાં પ્રસરી રહી છે.

એક વખતે મદ્રાસમાં એક ભજન સ્થાનમાં ભજન સેવા ચાલતી હતી. જગાના અભાવે કેટલાંક નાના બાળકોને બોધાસન ઉપર બેસાડયાં. પરંતુ સભા પુરી થયા પછી મંડળીના વડીલો પાળક પાસે ગયા, ને કહ્યું, પાળક સાહેબ આપણું બોધાસન અશુદ્ધ કરી નાખ્યું, પાળકે કહ્યું કેમ! વડીલોએ કહ્યું, બધા બાળકોને બોધાસન પર બેસાડયાં હતાં.

જુઓ તો ખરા, "ચીરૂટ પીનાર બીશપ બોધાસન પર ચઢી ભાષણ આપે તો તે અશુદ્ધ ન થાય, પણ નિર્દોષ બાળકો ઉપર બેસે તો બોધાસન અશુદ્ધ થઇ જાય." આતો એ નિકોલીયતીનો ભેદભાવ છે ઇશ્વર તેને ધિક્કારે છે, તે કહે છે કે હું આત્માની તલવારથી લડીશ. આવા માણસોની સાથે કેવળ દેવના પરાક્રમથીજ લડી શકાય છે. માટે જ્યાં જ્યાં તમે આવી બાબતો જુઓ, ત્યાં દેવના પરાક્રમથી લડો. આપણા પ્રભુએ આપણને બેધારી તલવાર આપી છે, જો ન લડો તો તમે કાયર છો. આ દિવસોમાં ઘણાં ઘણાં એકતાની વાતો કરે છે. પણ જો એકતા કરવી હોય તો ઘણી બાબતોમાં મૂર્ખ થવું પડશે, બાયબલની વિરૂદ્ધની પ્રથાઓ ખચીત કાઢવીજ પડશે.

કેનેડાની અંદર "સંયુક્ત મંડળી" સ્થાપન કરવામાં આવી, તેમાં કેટલાંએક જોડાયા અને કેટલાએક ન પણ જોડાયા. આખરે એ મંડળીમાં એવી કેટલીક પ્રથાઓ દાખલ કરવામાં આવી કે જે બાઇબલ વિરૂધની હતી.

આજે આપણા હિંદમાં પણ એવી કેટલીક ભયંકર ચળવળો ઉભી થઇ છે. માટે તમે જીવતા દેવ પર વિશ્વાસ કરનારા, જીવતા દેવમાં વિશ્વાસુ રહેજો, તમારા દેવળ કે મંડળીને નહિ, પણ જીવતા દેવને વિશ્વાસુ રહેજો એ ભયંકર ચળવળમાં જોડાવા આગેવાનો કદાચ દબાણ કરે પણ સાંભળશો નહિ.

આ જમાનોતો યાંત્રિક જમાનો કહેવાય છે. આપણે યાંત્રિક યુગમાં જીવીએ છીએ, કે જેમાં સર્વ કંઈ યંત્રથી બનાવવામાં આવે છે, આપણી સર્વ દૈહિક જરૂરિયાતો યંત્રથી પુરી પાડવામાં આવે છે. અને એ પ્રમાણે પાસ્ટરો પણ યંત્રથી તૈયાર કરવામાં આવે છે. ઇશ્વર વિદ્યાશાળાઓ પણ યંત્ર બની ગઈ છે. તેથી એવો સમય આવ્યો છે, કે લોકો

તેમની વિરૂદ્ધ સામનો કરે છે. જો આપણે વધવા માગીએ, તો આપણે સતાવણીમાં થઈને પસાર થવું જ પડશે.

એક વખત મારા ભાઈને તેના કંઈક ગુન્હાસર સખત માર મારવામાં આવ્યો. તે માર જોઈને મારી મા સખત રડવા લાગી. ભાઇ તો છાનો રહી ગયો, પણ તે મારા ભાઇનો માર મારી મા સહન કરી શકી નહિ. તે તો રડવા લાગી. એજ પ્રમાણે જ્યારે જ્યારે આપણે સહન કરીએ છીએ, ત્યારે આપણા પ્રભુ આપણી સાથે સહન કરે છે. જ્યારે આપણે ભૂખ્યા હોઇએ, ત્યારે તે ભૂખ્યો રહે છે. આપણે નાગા કે માંદા હોઇએ, ત્યારે તે પણ તે સહન કરે છે. આમ તે આપણી સતાવણીનો અર્ધો ભાંગીયો બને છે, ત્યારેજ આપણી સતાવણી આનંદથી આપણે સહન કરી શકીએ છીએ. માત્થી. ૨૫;૩૫. જગતે આપણા પ્રભુને ધિકાર્યો, તો તે આપણને પણ જરૂર ધિકકારશે માટે જો આપણી સતાવણી ન થાય, તો આપણામાં કંઈક અધુરાપણું છે ખ્રિસ્તીઓ તરીકે આપણે સહન કરવુંજ પડશે.

જેમ વેપાર ધંધાવાળો વેપારમાં પ્રવીણ બને છે, સોની સોનાની પારખ માટે પ્રવીણ હોય છે. શિકારી કંઈક અવાજ સાંભળવાને કાન માંડે છે, એજ પ્રમાણે જ્યારે પ્રભુને માટે ઇંતેજાર થઇએ છીએ, ત્યારે જેમ આંધળાની આંખો તેની આંગળીઓમાં આવે છે. તેમ આપણી આંખો અને કાન તીવ્ર બને છે. જેમ મરણ પથારી પર પડેલાની છેલ્લી વાણી સાંભળવા માટે કાન ધરવો પડે તેમ "આપણા પ્રભુની નજદીક ગયા સિવાય તેનો ઝીણો કોમળ અવાજ સંભળાશે નહિ." ૧ લો રાજા; ૧૯;૧૨. તે કહે છે, "કે જેને સાંભળવાને કાન છે તે સાંભળે." આજે તેની વાણી સાંભળવાને આપણી પાસે કાન નથી, જો છે, તો તેનો ઉપયોગ તેમાં કરતા નથી. પરંતુ જ્યારે અનુભવમાંથી પસાર થઈશું, ત્યારે તે સમજાશે. ઘણાં ખ્રિસ્તીઓ દેવની વાતો કરે છે, પણ સમજતા નથી. પોતાની વાણી અને ઇચ્છાને દેવની વાણી-ઇચ્છા બનાવે છે. હિંદુઓ કહે છે, ગાયનું માંસ ખાશો નહિ. ત્યારે મુસલમાનો કહે છે, કે ખાઓ. આપણે કેવી રીતે તેને દેવની વાણી કહી શકીએ? એ તો શેતાનનો અવાજ છે. દેવની વાણી એવી નથી. વારંવાર આપણે પહેલાં યોજના ઘડી કાઢીએ છીએ, ને પછી દેવને શોધીએ છીએ, ને એમ વારંવાર આપણો આનંદ ગુમાવીએ છીએ.

શું તમે કદી ઇશ્વરની વાણી સાંભળી? શું તમે તેની ઇચ્છા પ્રમાણે તમારા જીવન વ્યતિત કરો છો? તેની યોજના પ્રમાણે વપરાઓ છો? ઇશ્વરના શબ્દો તમારો ખોરાક બને છે? પ્રાર્થનાથી આનંદ મેળવો છો? જો એમ હોય તો તમારો નવો જન્મ થયો છે ને એમ ના હોય તો તમારો નવો જન્મ થયો નથી. તમે તમારૂં જીવન અને વખત વ્યર્થ ગુમાવો છો, ક્યાં સુધી વિલંબ કરશો? ક્યાંસુધી અંધકારમાં રહેશો? ક્યાંસુધી કચરો ખાયા કરશો? આપણો પ્રભુ આપણને જીવનની રોટલી આપે છે.

રેલ્વે ગાડીમાં સેકન્ડ કલાસની ટિકિટ લેવાથી તમે તમારો ડબો રીઝવર્ડ કરી શકો છો, એમજ નવા જન્મ વગર તમે નર્કમાં તમારી જગા રીઝવર્ડ કરો છો. પાપ કરવાથી તમે નર્કમાં તમારૂં સ્થાન રીઝવર્ડ કરો છો.

વાજીંત્રોનો અજાણ્યો માણસ કેવી રીતે તે વગાડી શકે, સંગીતનો ખરો આનંદ તે ત્યારેજ મેળવી શકશે, કે જ્યારે એ સંગીત તેની અંદર ઉતરશે. એજ પ્રમાણે જ્યારે દેવનો પવિત્ર આત્મા આપવામાં આવશે, ત્યારે આપણાં જીવનો ઉત્તમ સંગીત બની જશે. જ્યારે આપણે તેને સ્વીકારીશું ત્યારેજ ઉલ્લાસનું ગીત આપણે ગાઇ શકીશું.

પેરગામસમાંની મંડળીના દૂતને લખ **કે "જેને બેધારી પાણીદાર તલવાર** છે" તે આ વાતો કહે છે" પ્રક. ૨;૧૨.

## "જેને બેધારી પાણીદાર તલવાર છે."

ઉપરના શબ્દો ઇશ્વર પોતાના સંદેશાની ઝાંખી કરાવતો હોય. તેમ પ્રસ્તાવના રૂપે વાપરે છે. "જેને બેધારી પાણીદાર તલવાર છે" તલવાર તે દેવનાં વચનો છે, તેને દેવ સાથે કંઇક સંબંધ હોય, એમ તે આપણને તે શબ્દો ઉપરથી જણાય છે, તે વખતના લોકોએ કંઇ અવગણના કરી હશે, જેથી દેવ તેમને કહે છે, કે જેની પાસે બેધારી પાણીદાર તલવાર છે, તે આ વાતો કહે છે. તે કહે છે કે, મારી તલવાર હજુ બુઠ્ઠી થઇ ગઇ ગઈ નથી, તે બને બાજુ કાપે છે.

ધારો કે તમે ઉપદેશક છો, ને દેવનો સંદેશો કેવળ શ્રોતાઓમાં અસર કરે, પણ તે તમને ન વિંધે, તો તે નકામો છે, દેવ કહે છે, કે તે બેધારી છે, બોલનારને પણ વીંધે છે. સાંભળનારને પણ વીંધે છે. બહુ બારીક રીતે તે વિંધે છે ઘણાં ઘણાં માણસો એવાં છે. કે જેઓ સારી સારી વાતો સાંભળવા માગે છે, પણ દેવની પાણીદાર તલવાર તેઓને ગમતી નથી.

એક વખતે પંજાબમાં એક ભાષણ દરમ્યાન એક અનુભવી આધેડ વયના કામદારે પ્રશ્ન પૂછયો, કે તમે તો હજુ જવાન છો, તમે કડો છો, તે બધું ખરૂં છું. પણ હું તેમ કહી શકતો નથી? મેં કહ્યું, જો દેવની સત્યવાત તમે સકકરની ગોળીની પેઠે આપો છો, તો તમે જુઠ્ઠા છો. પાળક સાહેબ, **પાપ તે પાપજ છે, એમાં કોઇપણ** જાતનો સુધારો વધારો કરી શકાયજ નહિ, પાપ તે પાપ.

ધારો કે તમે બગીચામાં કામ કરો છો, અને બગીચામાં કામ કરવાને માટે પાવડો છે. હવે તમે તેને પાવડો કહેશો, કે બગીચામાં કામ કરવાનું સાધન કહેશો? માટે મકેરબાની કરી. કદી જુઠ્ઠી વાત કહેશો નહિ. દેવનો સાચો સંદેશો બંનેને (સાંભળનારને અને બોલનારને) ભાન કરાવે છે, બંનેને વિંધે, તોજ તે દેવથી છે. અને એટલા માટેજ તે કહે છે, કે "જેને બેધારી તલવાર છે, તે આ વાતો કહે છે." ૨. તીમો. ૪;૩માં કહે છે "તેઓને સારો લાગે એવો સંદેશો તેઓ સાંભળવા માગે છે." પણ દેવના સંદેશાએ આપણને વિંધવા જોઇએ."

૩૨૪ ની સાલમાં બાએલનો એક રાજા નવાજન્મની ખાત્રી અને અનુભવ વગર ખ્રિસ્તી થયો, આખરે તેની પાછળ તેના હાથ નીચે કામ કરનારા સર્વ ખ્રિસ્તી થયા. તેઓ ઇશ્વર પ્રેરિત નહોતા, તે રાજા બાએલનો પ્રમુખ અને ખ્રિસ્તીઓનો દાતાર કહેવાતો. તેઓ દેવને વીસરી ગયા હતા, અને કેવળ તેમના રાજાને પ્રગટ કરતા હતા. જીવતા ઇશ્વરને તો તેઓ ઓળખતા પણ નહોતા.

એક વખતે એક માણસ હતો, કે જેને બગીચો હતો. તેના બાગમાં એક રીંગણીનો છોડ હતો, તેના ધણીએ આવી પેલા માળીને કહ્યું, કે આ છોડ બહુ સારો છે, માળીએ હા કહી. બીજા દિવસે ધણીએ આવી કહ્યું, આ છોડ બહુ ખરાબ છે, માળીએ હા કહી. શેઠે કહ્યું કે કાલે તો તું તેને સારો કહેતો હતો, અને આજે ખરાબ કેમ કહે છે? માળીએ જવાબ આપ્યો શેઠ સાહેબ હું તો આપની ચાકરી કરૂં છું, એ છોડની ચાકરી કરતો નથી. એટલે આપ જે કહો તે ખરૂં. એજ પ્રમાણે ઘણા એવા માણસો છે, કે જેઓ બીશપનું કહેલું ખરૂં માને છે, બીશપ જેમ કહે, કે કરે, તેમ કરે છે. તે વખતના લોકો દેવને નહિ, પણ તેઓના રાજાને પ્રગટ કરતા હતા. આજે પણ આપણી સ્થિતિ એવીજ છે દેવ કહે છે "તમે મારી વાત ભૂલી ગયા છો, તમે પોતાનું જ્ઞાન પ્રગટ કરો છો, અને મને ઓળખતા

પણુ નથી" એજ દેવ આજે આપણુને કહે છે, "મારી તલવાર તે બેધારી તલવાર છે" આજે આપણી પાસે મોટાં દેવળો, ભજનસ્થાનો હોવા છતાં આસ્થાવાન ખ્રિસ્તીઓ નથી. શું પહેલાના વખતમાં આવા મોટાં ભજન-સ્થાનોની વ્યવસ્થા હતી ?

એક વખતે કેનેડાના એક હૉટલમાં હું મારૂં ભોજન લેતો હતો. નોકરને મેં વટાણા સાથે થોડું શાક (પાર્ક) લાવવાનું કહ્યું, છતાં જાણે મારૂં કહેવું, સાંભળ્યુંજ ન હોય, તેમ છ દિવસ સુધી ખાલી વટાણાજ આપ્યા કર્યાં, આખરે મેં તેને બોલાવી પૂછ્યું, તો જણાયું, કે તેઓ લગભગ ૨૦ શેર વટાણામાં કેવળ ૨ શેર પાર્ક નાખી તેને બનાવે છે, ને જેઓ તે બંને વસ્તુ માગે છે, તેને તે આપે છે, તેમાં કેવળ પાર્કનો સ્વાદજ હોય છે. અને તેને તેઓ વટાણા અને પાર્ક કહે છે. જો કે માંહે પાર્ક હોય છે, પણ નહિ જેવું. કેવળ સ્વાદ આવે એવું. આજે આપણામાં એવું બની રહ્યું છે. મોટાં મોટાં ભજનસ્થાનો છે, પણ તેમાં ખ્રિસ્તને સ્થાનજ નથી. આલેશાન મકાનો ઉભા છે, પણ તેમાં દેવનું નામ નિશાન જોવામાં આવતું નથી. કારણ કે સર્વ દેવની વાતને વીસરી ગયા છે. બાયબલને વિસારે મૂકી દીધું છે, અને સર્વસમર્થ દેવની ઇચ્છાની અને બાયબલની વિરૂદ્ધ સિદ્ધાંતો દાખલ કર્યા છે. એવી કેટલીક રીતિઓ અને સંસ્કારો દાખલ કરવામાં આવ્યા છે, જે બાયબલની રીત પ્રમાણે નથી. અને તે સંબંધી અગર તે પ્રમાણે કરવાનું સુચવતી એક પણ કલમ બાયબલમાં નથી. જેમકે નાના બાળકનું બાપ્તિસ્મા, અને પ્રભુભોજનની કેટલી રીતો. પ્રભુભોજન સંબંધી વિચાર કરો, કેટલીક જગાઓમાં ૧‌।।-૨ કલાક પ્રભુભોજનની તૈયારીમાં ગાળે છે, કંઇ મંત્ર જેવું ભણે છે, પછી ઘંટડી વગાડી બધાને બોલાવે છે. ત્યારે લોકો આવે છે, આવી આવી ઘણા પ્રકારની રૂઢીઓ દાખલ થઇ છે કે જેનું સુચન બાયબલમાં કરવામાં આવ્યું નથી.

એક વખતે એક જગાએ પ્રભુભોજનનો પવિત્ર સંસ્કાર પાળવાનો હતો. તે સંસ્કારમાં ભાગ લેવા એક બાપ દીકરો દેવળમાં જતા હતા. પરંતુ દેવળમાં ગયા પહેલાં, દેવળની નજીકમાં તેઓને કોઇ માણસની સાથે તકરાર થઇ, તે તકરારે એવું સજ્જડ રૂપ લીધું, કે એક કલાક સુધી તો તેઓ ત્રણે જણા લડાય. તેટલું લડયા. પછી દેવળનો ઘંટ વાગ્યો પેલા બાપે, કહ્યું. જો હું પ્રભુભોજન લઈ આવું ત્યાં સુધી તું લડયા કર, પછી હું આવું

ત્યારે તું જજે, ને હું લડીશ. પણ લડયા વગર નહિ ચાલે. અને આ રીતે પવિત્ર સંસ્કારનું અપમાન આજે આપણામાં થઈ રહ્યું છે. ઘણી જગાએ તો કેવળ નાતાલ અને ઇસ્ટર પરજ પ્રભુભોજન પાળવામાં આવે છે.

એક વખતે એક જગાએ પ્રભુભોજનનો સંસ્કાર પળાતો હતો. ત્યાં એક માણસ હતો. તેના રસોડામાં એક ચિત્ર હતું, પ્રભુભોજન દરમ્યાન પેલા માણસનું ધ્યાન તો પેલા ચિત્ર ઉપરજ હતું. સભા પુરી થયા પછી હું તેની પાસે ગયો. ને પેલા ચિત્રની પાછળ જોયું, તો એક દારૂનો બાટલો હતો. મેં તેને પૂછયું, તો તેણે કહ્યું, સાહેબ નાતાલ તો વરસમાં એકજ વાર આવે છે. માટે એવા મોટા તહેવારે તો દારૂ પીવો જોઇએ, આજે આપણામાં ઘણાં લોકો પવિત્ર વાર તહેવારને દિસસે પીધેલા બને છે. અને "કેવળ રૂઢી પ્રમાણે ખ્રિસ્તી કહેવડાવવા ખાતરજ વાર તહેવારે પ્રભુભોજન લે છે." આવી સર્વ પ્રકારની ભૂંડાઇઓ આજે આપણમામાં પ્રવેશી છે, મોટાં મોટાં દેવળો, આલેશાન મકાનો આપણી પાસે છે. પણ જીવતા ઇશ્વરનું ત્યાં સ્થાન નથી.

કેવળ બાહ્ય, દૈહિક અને ક્ષણિક જ્ઞાન ધરાવતા માણસો પાસ્ટરો થાય છે, ઈશ્વર, હા જીવતો ઇશ્વર એવી લાયકાતના સર્ટિફિકેટો સ્વિકારતો નથી. એટલા માટેજ તે આપણને આજે કહે છે, કે મારી પાસે બેધારી તલવાર છે. એ ધારી તલવારથી તેનો સામનો કરી શકાશે. દેવ કહે છે, કે પસ્તાવો કર, નહિ તો હું તારા પર વ્હેલો આવીશ, ને મારા મોંહની તલવારથી તેમની સાથે લડીશ. પ્રકટી ૨; ૧૬, ઇસ્રાએલીઓએ ૪૦ વરસ સુધી આકાશીમાના ખાધું, તેતો આકાશી ખોરાક હતો પ્રક. ૨, ૧૭. પ્રભુ તે આપણને ખવડાવવા માગે છે, તે કહે છે, હું તને એવો ખોરાક આપીશ કે, તું બળવાન થશે. તે આપણને આકાશીમાના ખવડાવવા માગે છે.

બીને જમીનમાં નાખવાથી તેનો ફણગો ફુટે છે, પ્રથમ તે જમીનમાં મૂળ નાખે છે, મૂળમાં એવી કોઈક શક્તિ છે, કે જે વડે મૂળ જમીનમાંથી ખોરાક ચૂસે છે. જે શક્તિ આપણે જોઇ શકતા નથી, પણ પેલા ફણગાની વૃદ્ધિ પરથી આપણે જાણી શકીએ, કે તેને કંઇક પોષણ પેલા મૂળ વાટે મળે છે. વળી તે છોડના પાંદડાં, હવામાંથી પણ એવો ખોરાક ચૂસે છે. અને એમ બંને પ્રકારના રસ્તાએથી એટલે (મૂળ અને પાંદડા) વાટે ખોરાક લેવાથી આખરે તેને ફુલ અને ફળ આવે છે.

એજ પ્રમાણે "ખ્રિસ્તી માણસે પણ ફળ ઉપજાવવા એ જાતનો ખોરાક લેવાની અગત્ય છે." ખ્રિસ્તી માણુસનો બીજો ખોરાક તે તો આકાશીમાના છે. જો એ ખોરાક ન મળે, તો પેલા છોડની માફક ખ્રિસ્તી માણુસ પણ ચીમળાઇ જાય છે. આકાશી માના દેવ પાસેથી પ્રાર્થના દ્વારા મેળવી શકાય છે, અને ત્યારેજ દેવને પસંદ પડતાં ફળ ઉપજે છે, દરેક મુશ્કેલી પર જય મેળવવા તે આકાશીમાનાની જરૂર છે.

એક ઝાડ હતું, તેની ઉપર ઘણાંજ સુંદર ફુલ આવેલાં હતાં. તેની શોભા ઘણી સુંદર જણાતી હતી, પરંતુ તે ઝાડનું નામ પાડેલું ન હતું. કારણુ પૂછતાં જણાયું કે, તે ઝાડને એવા સુંદર ફુલ આવે છે, પણ તે ફુલ પાછળ કોઇ જાતના ફળ આવતાં નથી, તેથી હજુ સુધી તે ઝાડનું નામ પાડવામાં આવ્યું નથી. ગમે તેનું સુંદર ફૂલ હોય, પણ જો તેમાંથી ફળ ન બને તો તે કંઇજ કામનું નથી. એજ રીતે ઘણાં ખ્રિસ્તીઓ ઘણી સારી સારી વાતો ભાષાઓ બોલે છે, પણ કોઇ જાતના ફળ હોતા નથી. કારણકે આકાશીમાના તેઓને મળતું નથી, જ્યારે પ્રભુના—હા જીવતા પ્રભુના હાથે તેઓને તે ગુપ્ત રાખેલું માના મળશે, ત્યારેજ બધુ (ફળ) મળી રહેશે. "જ્યારે જ્યારે આપણી આજુ બાજુ ઘોર અંધકાર છવાએલો હોય છે. શેતાન પણ પોતાનું ધાર્યું કરવાને તાકી રહે છે, તેવા વખેતે બાયબલનું મનન, અને ઘુંટણુ પરની પ્રાર્થના દ્વારા આપણે તે આકાશી માના મેળવી શકીએ છીએ" અને ત્યારે સર્વ ગુપ્ત મર્મો તેના વડે આપણુને સમજાય છે. હવે અહીં ત્રીજો જમાનો પુરો થાય છે. હવે ચોથો જમાનો શરૂ થાય છે કે જેમાં દેવની મંડળી પર બે મહાન હુમલા કરવામાં આવ્યા (૧) પવિત્ર આત્માનો અનાદર (૨) વધસ્તંભના ખરા કાર્યને અસ્થાન. **દેવનો પૂત્ર જેની આંખો અગ્નિની જવાળા સરખી અને જેના પગ ચળકતા પિત્તળ જેવા છે,** તે આ વાતો કહે છે પ્રક ૨; ૧૮

## "પવિત્ર આત્માનો અનાદર"

જેમ દરેક સંદેશામાં પ્રથમ દેવે સંદેશાની પ્રસ્તાવના રૂપે અમુક મૂકેલા છે, કે જેમાં આખા સંદેશાની ચાવી સમાએલી હોય છે અહીં પણ દેવ જણાવે છે કે, "જેની આંખો અગ્નિની જવાળા સરખી અને જેના પગ ચળકતા પિત્તળ જેવા છે, તે આવાતો કહે છે."

પવિત્ર આત્મા સંબંધી શીખવું, એ ઘણીજ અગત્યની બાબત છે. પણ આજે તેને વિસારી મૂકી દેવામાં આવ્યું છે. પવિત્ર આત્માની સ્હાય વગર પ્રાર્થના ગીત કે બોધ કરી શકાતાજ નથી.

એક વખતે એક બીશપે તેના હાથ નીચે શિક્ષણ પામતા એક બાઇબલ ક્લાસના વિદ્યાર્થીને ભાષણ આપવા ઉભો કર્યો, તેણે કહ્યું, જાખી એ નીચો માણસ હતો, ને એ ગુલર ઝાડ ઉપર ચઢયો, એમ હું પણ નીચો માણસ છું, ને આ બોધાસન ઉપર ચઢયો છું. એમ કહી નીચે બેસી ગયો. પવિત્ર આત્માની સ્હાય વગર આવા ભાષણ થઇ શકે છે. એક વખત એ પાસ્ટર સાહેબ માંદાઓની મુલાકાત લેવા ગયા હતા, પરંતુ પેલા માંદા માણસે પ્રાર્થના કરવા વિનતિ કરી, ત્યારે "પાળકે જવાબ આપ્યો હું મારી પ્રાર્થના પોથી ઘેર ભૂલી ગયો છું, હમણાં લઇ આવું, પછી પ્રાર્થના કરીશું." એજ રીતે આત્માવગર માણસો પ્રાર્થના પણ કરી શકતા નથી. બાઇબલનું વાચન પણ કરી શકાતું નથી, અને એમ આ જમાનામાં પવિત્ર આત્મા સંબંધીનું શિક્ષણ બિલકુલ કાઢી નાખવામાં આવ્યું છે.

એક વખતે એક પાળક દેવળમાં પીતર સંબંધી ભાષણ આપતા હતા. કે પીતર આપણને શું કહે છે તે સાંભળો. એ શબ્દો સાંભળતાંજ દેવળમાં એક પીતર નામનો માણસ બેઠો હતો, તે એકદમ ઉભો થઇ ગયો ને બોલવા લાગ્યો, હું પીતર કહું છું કે, જો હવે મારા બીલના નાણાં આવતી કાલે ચૂકવી નહિ આપવામાં આવે તો હવે પછી ઉધાર શાક કોઇને મળશે નહિ. એજ પ્રમાણે જ્યારે આત્મા વગર બોલીએ છીએ, ત્યારે મશ્કરી થાય છે, અને એમ પાપ કરનારા થઇએ છીએ.

ઘણી જગાઓએ એવી રીતિઓ દાખલ કરવામાં આવી છે, કે જે બિલકુલ શેતાનથી ચલાવાય છે. આત્માનું નામ નિશાન જોવામાં આવતું નથી. કારણકે તેઓને, દેવની આંખોનું ખરૂં દર્શન મળેલું હોતું નથી. તેથી જે ખ્રિસ્તીઓએ દેવને મોઢેમોઢ જોયો નથી, તેની આંખોનું ખરૂં દર્શન હજુ થયું નથી, તેઓ શેતાનથી ચલાવાય છે.

એજ પવિત્ર આત્માની ઘણીજ અગત્ય છે. પવિત્ર આત્માનો અનુભવ આપણું પવિત્રી કરણ કરે છે. આપણે જે કંઇ કરીએ—ભજન, ગીતો પ્રાર્થના, ભાષણો ગમે તે હોય, તે આત્માથી થવું જોઇએ. ધારો કે એક મોટા ઓરડામાં વીજળીની સાત બતીઓ છે, ને તે દરેકને લગાડવામાં આવે, તોજ પુરતું અને સરખું અજવાળું મળી શકે. પણ જો તેમાંની કેટલીક બતીઓ બંધ રાખવામાં આવે, તો કેટલોક ભાગ અંધારાવાળો રહેવાનો. ઇશ્વર આપણામાં તેનું સંપૂર્ણ કાર્ય જોવા ઇચ્છે છે. પ્રકટી

૪; ૫. એક વખતે એક છોકરાને પૂછયું, ૨+૨ કેટલા થાય? તેણે કહ્યું ૪ રોટલી. એમજ આપણે એકજ આત્માને જાણીએ છીએ. પરંતુ દેવ તો તેનું સંપૂર્ણ કાર્ય સાત દીવા, સાત આત્મામાં બતાવે છે' અને એટલા માટે દેવનું સંપૂર્ણ કાર્ય કરવાને આપણામાં સાતે સાત દિવસ બળવા જોઇએ. તે સાત પ્રકારના કામ બતાવે છે, માટે જો આપણામાં, એ સાતે સાત દિવા ન બળતા હોય, તો આપણે અધુરા છીએ. આપણો દેવ આપણને સંપૂર્ણ જોવા ઇચ્છે છે. તેનું સંપૂર્ણ કાય આપણામાં જોવા ઇચ્છે છે તો સાતે સાત આત્મા આપણામાં બળવા જોઇએ. જેમ એકજ સ્વીચથી સાત બતીઓ સાથે થઇ શકે છે, તેમજ પવિત્ર આત્માદ્વારા પવિત્ર આત્માનું ખરું કામ જોવું હોય, તો સાતેસાત આત્મા—દીવા બળવા જોઇએ. રૂમી, ૮;૧૧. પહેલો દીવો તે **"અંદર વસનાર આત્મા"** છે. દાખલા તરીકે કોલસાનો કકડો, તે ભીંજાએલો હોય તો તે તરત સળગતો નથી. પ્રથમ તો કોલસામાં જે ભિનાશ રહેલી છે, તે દુર કરવામાં આવે, ત્યારપછી તે કોલસો એક બાજુથી સળગવા માંડે છે. એજ પ્રમાણે પવિત્ર આત્મા આપણામાં કાર્યની શરૂઆત કરે છે, ત્યારે પહેલી ક્રિયા તે આપણામાં રહેલું મિથ્થાભિમાન, અને આ દુનિયાની ખોટી રીતો જે કોલસામાં રહેલી ભિનાશ રૂપ છે, તે કાઢવાની કરે છે. ત્યારબાદ બીજો દિવો રૂમી. ૮; ૧૧ તે **"સજીવન કરનાર આત્મા છે"** ધારો કે કોઇ માણસને લકવો થયો છે, તેના શરીરમાં પુરતા બધા અવયવો છે, પરંતુ તે કંઇ કામ આપી શકતા નથી જે હાથપગ છે તેને વાપરવાની ઘણી ઇચ્છા હોય, પણ તે વાપરી શકાતા નથી બહારથી એવું કંઇક દાખલ થવું જોઇએ, કે જેથી તે અવયવો કામ કરવાને શક્તિમાન થઇ શકે. એજ પ્રમાણે આત્માના બીજા કામ વગર, અથવા બીજા દીવાના સળગ્યા વગર, ખ્રિસ્તી માણસો પેલા લકવાના દુઃખથી પિડાતા માણસ જેવા છે. પણ જેમ પેલા મરેલા હાથપગ પર એવી કંઇ ક્રિયા કરવામાં આવે, તેમ સજીવન કરવાની ક્રિયા આપણામાં થવી જોઇએ. અને તે તો બીજો દીવો છે. જે સજીવન કરે છે. એટલા માટેજ, જ્યારે માણસનો નવો જન્મ થાય છે, ત્યારે તેને કંઇક કરવાની ઇચ્છા થાય છે. પણ તે કરી શકતા નથી. કારણકે તે ઇચ્છામાં પરાક્રમ નથી, પરંતુ જ્યારે બીજો દીવો બળે છે. ત્યારે તે સજીવન કરે છે. તેતો "સજીવન કરનાર આત્મા" છે. તે નવું જીવન આપે છે. ને આપણી જરૂરિઆત પ્રમાણે તે દરેક અવયવોને

સજીવન કરે છે. કે જે વડે આપણે તેની સેવા કરી શકીએ, અને એમ તે "સજીવન કરનાર આત્મા" અગ્નિનો બીજો દીવો છે. હવે ત્રીજો દીવો—પ્રકટી ૮;૪. તે **"દોરનાર આત્મા"** છે. દરેક બાબતમાં તે આપણને દોરશે, આપણી યોજનાઓ તે તૈયાર કરશે. કોઈપણ બાબત દેવની દોરવણી વગર બનશે નહિ. યશા. ૩૦,૨૧. તે આપણને વચન આપે છે. કે તે આપણને દોરશે, માટે જો આપણા હરેક પ્રોગ્રામમાં તેની દોરવણી તેની ઇચ્છા ન શોધીએ તો આપણે તેના દીકરા નથી. શું આજે તમારી યોજનાઓમાં તેની દોરવણી માગો છો ? કોઈપણ કાર્ય આપણે તેની દોરવણી કે ઇચ્છા વગર કરી શકતા જ નથી, દશાંશ આપ્યા બાદ જે કંઇ બાકી રહે છે, તેનો ઉપ- યોગ આપણે આપણી ઇચ્છાથી કરી શકતા જ નથી. અને તે કરીએ છીએ તો તેમાં નિષ્ફળ જઇએ છીએ. આપણી નિષ્ફળતાનું મોટું કારણ તો તેજ છે, કે દશાંશ આપ્યા પછી જે કંઈ બાકી રહે છે, તે આપણું પોતાનું સમજીને પોતાની ઇચ્છાથી દુરુપયોગ કરીએ છીએ, અને એજ પ્રમાણે દરેકે દરેક બાબતમાં તેની ઇચ્છા કે દોરવણી શોધવી જોઇએ.

ધારો કે હું તમારા ઘેર પરોણા તરીકે આવું, તમારી મેજ ઉપર પાંચ રૂપીઆ પડેલા છે. એવામાં એક ભિખારી ભિખ માગવા આવે છે. તો તમારા જે રૂપીઆ મેજ પર પડેલા છે, તેમાંથી એક પાઈ પણ પેલા ભિખારીને હું આપી શકું નહિ. તેને અડકવાનો પણ મારો અધિકાર નથી. એજ રીતે આપણું સર્વસ્વ તે દેવનું છે, તેને પૂછયા સિવાય આપણે આપણી ઇચ્છાથી એક પાઇનો પણ ઉપયોગ કરી શકતા નથી આપણને તે વાપરવાનો જરા પણ હક નથી. છતાં પણ દશાંશ બાદ જે બાકી રહે છે, તેને આપણે આપણી ઇચ્છા પ્રમાણે વેડફી નાખીએ છીએ. પરંતુ જ્યારે ત્રીજો દીવો "દોરવણીનો આત્મા" આપણામાં આવશે ત્યારે આપણાથી એવું થઇ શકશે નહિ.

એક વખતે ટ્રેનમાં હું એક જગાએથી બીજી જગાએ જતો હતો. ઘણાં લાંબા સમયથી મારા માબાપને મળેલો નહિ. મારી મા મને સ્ટેશન પર મળવા આવ્યા, ઘણી લાંબી મુદતે મને જોવાથી તેઓની આંખમાંથી આંસુ સરી પડયાં. મને તે જગાએ ઉતરવાની વિનંતિ કરી. પણ દેવની ઇચ્છાને માન આપી, મેં ત્યાં ઉતરવાનું ના કહ્યું, છેવટે તેમણે

આંસુ સાથે કેવળ થોડા કલાકજ મને ત્યાં રોકાવાનું કહ્યું, કારણ કે બહુ લાંબી મુદતે તેણે મને જોયો હતો. છતાં પણ મારી મા રડતી રહી અને દેવની ઇછાને માન આપી, હું ત્યાં એક મિનિટ પણ થોભી શકયો નહિ. વારંવાર આપણે આપણા મા, મિત્રો, પાળકો અને મિશનેરીઓની ખાતર દેવને નિરાશ કરીએ છીએ. ને દેવની ઇચ્છાને માન આપતા નથી. "ઇશ્વરના આપેલા નાણાંનો ઘણી વાર દુરૂપયોગ થાય છે. તેથીજ ઘણી વાર મિશન કામો નિષ્ફળ જાય છે. દશાંશ આપ્યા બાદ બાકી-નામાંથી દેવને પૂછયા વગર જરાપણ—એક પાઈ પણ વાપરવાનો આપણને કે કોઇને અધિકાર નથી. આ ઉપરથી જણાય છે, કે પવિત્ર આત્માનુ દાન માગવું, એ રહેલું છે, પણ તેનો અંગિકાર કરી તે જે બતાવે તે કરવું બહુ કઠણ છે.

ધારોકે એક રાજાને તમે તમારા ઘેર આમંત્રણ આપો છો. તો તેની યોગ્ય સગવડ કરવાની, સર્વ જરૂરિઆતો કે સાધનો અવશ્ય તમારી પાસે હોવા જ જોઇએ, ત્યારે જ તમે તેનો અંગિકાર કરી શકશો. એમ પવિત્ર આત્માનું પણ છે. તે કહે છે કે, જેટલા તેના આત્માથી દોરાય છે, તેટલા દેવના દીકરા છે.

હવે ચોથો દીવો તે રૂમી. ૮; ૧૫ માં મળે છે. કેમકે ફરીથી તમને ભય લાગે એવો આત્મા તમે પામ્યા નથી." પણ દત્તકપુત્રપણાનો આત્મા પામ્યા છો. જેણે કરીને આપણે "આબ્બા બાપ" એવી હાંક મારીએ છીએ. તેતો "**દત્તક પુત્રપણાનો આત્મા છે**" જ્યારે એ આત્મા કે દીવો આપણામાં સળગતો થાય છે, ત્યારે હરેક પ્રકારની બીક—ભયને નસાડી મુકે છે. મોટે ભાગે ત્રણ પ્રકારની બીક જોવામાં આવે છે. ૧. જગતની બીક. ૨. માણસની બીક. ૩. મરણની બીક. અને એમ જ્યારે આપણે દત્તકપુત્રપણાનો આત્મા પામીએ છીએ, ત્યારે પ્રથમ ૧ લો યોહન. ૫;૪ પ્રમાણે જગતની સર્વ બીક નાસી જાય છે. અને ૧ લો કરીંથી ૧૫;૫૫–૫૬ પ્રમાણે મરણ પર આપણે જય મેળવીએ છીએ, અને ત્રીજી હેબ્રી. ૧૩;૬ મુજબ માણસની બીક આપણામાંથી નાસી જાય છે, આમ જ્યારે દત્તકપુત્ર પણાનો આત્મા આપણામાં સળગતો થાય છે, ત્યારે સર્વ પ્રકારની બીકને આપણામાંથી કાઢી નાખે છે. અને ત્યારે જ આપણે હિંમતવાન થઇએ છીએ.

વારંવાર આપણા પાડોશીથી બીહીએ છીએ તે શું કહેશે ? માણસો મારા વિષે કેવી વાતો કરશે ? એવા અનેક પ્રશ્નો મનમાં પેદા કરી તેઓથી

બીહીએ છીએ. ઘણીવાર દેવળમાં જતાં પોતાના વાળ અને કપડાં સંબંધી ચિંતા કરો છો. તમે કેવા દેખાઓછો તે જોયા કરો છો આતો માણસોની બીક હોવાનું પરિણામ છે, નહિ કે દેવની બીક તમારામાં છે. અને એમ કરવાથી દેવને નહિ પણ માણસોને તમે પસંદ કરો છો. " ઘણા ઉપદેશકો માણસોને સારાં લાગે એવાં એવાં ભાષણો આપી માણસોને ખુશ કરે છે, કેમકે તેઓને માણસોની બીક છે, પણ જ્યારે આ ચોથો દિવો આપણામાં સળગતો થાય છે, ત્યારે હરેક પ્રકારના ખોટા ભય—બીક જતા રહે છે, કેવળ ઇસુખ્રિસ્તનેજ આપણે જોઇએ છીએ, વારંવાર ધુંટણે પડીને પ્રાર્થના કરતાં શરમાઓ છો. એક બાજુ જીવતા દેવને ચોથા આત્મા માટે પ્રાર્થના કરો છો જ્યારે બીજી બાજુ તમારા કોટપાટલુનની ઇસ્ત્રી ભાગી ન જાય, તેના માટે ચિંતા કરો છો, આમ કરવાથી જે પ્રાર્થના તમો કરવા માગો છો, તે દેવની મશ્કરીમાં ફેરવાઇ જાય છે, આવા આવા અનેક કારણોને લઇને આપણી પ્રાર્થનાઓ નિષ્ફળ જાય છે. ને તે ચોથા આત્માને આપણે પ્રાપ્ત કરી શકતા નથી, અનુભવ કરો. સર્વ પ્રકારનું તમારૂં અભિમાન દેવની હા જીવતા યહોવાહની આગળ પાડી નાખો ને અનુભવથી તમે સાબીત કરી શકશો, કે ધુંટણે પડી પ્રાર્થના કરવાથી આશીર્વાદ મળે છે, અને ત્યારેજ આપણે જીવતા દેવને 'આબા બાપ'ના નામે હાંક મારી શકીશું, જેમ બાળક પોતાના બાપને જેટલા વ્હાલથી બોલાવે છે, એવાજ વ્હાલથી જ્યારે આપણે જીવતા બાપને પોકારીએ, ત્યારે તો તે દત્તકપુત્રપણાનો આત્મા પામ્યા કહેવાઇએ. જેમ બાળકો પોતાના મા—બાપને બોલાવવા જે શબ્દો વાપરે છે, તેટલાજ વ્હાલથી તે શબ્દો તેમની માસી કે કાકા આગળ નહિ વાપરી શકે. એમજ આપણે જ્યારે તેનો અનુભવ કરીશું, ત્યારેજ ખરા પ્રેમથી તેને હાંક મારી શકીશું. માટે ધુંટણે પડી તેને હાંક મારવાનો અનુભવ કરો, ત્યારે તે આત્માનો ચોથો દીવો તમોને ખરૂં મોકળાપણું આપશે.

એક વખતે એક ઘરમાં જમવાનું આમંત્રણ હોવાથી હું ત્યાં જમવા ગયો. ત્રણ વરસનો નાનો છોકરો રમતો હતો. ઘણા પ્રેમથી મેં તેને બોલાવ્યો. કંઇક આપવા માટે બહુ આગ્રહ કર્યો, પણ તે મારી પાસે આવ્યો નહિ. અને તરતજ તેના બાપના ખોળામાં જઇ આળોટવા અને ગેલ કરવા લાગ્યો. પોતાના ગંદા હાથો વડે તેણે તેમની સાથે જમવાનું શરૂ કરી દીધું. કારણ એટલુંજ કે તે તેનો બાપ હતો.

એજ પ્રમાણે જ્યારે આપણામાં આ ચોથો આત્મા આવે છે. સળગતો થાય છે, ત્યારે એજ બાપનો ખરો પ્રેમ આપણામાં આવે છે. અને એ પ્રેમે કરીને આપણે સર્વ પામી શકીએ છીએ. "પ્રાર્થના એ કંઇ ભાષણ નથી પરંતુ દેવ બાપ સાથેની પ્રેમાળ વાતચીત, નિર્દોષ રમત અને દેવ બાપના ખોળામાં આળોટવા બરાબર છે" પણ જ્યારે આ ચોથો આત્મા આપણને મળે છે ત્યારેજ સર્વ બાબતથી પૂર્ણ મોકળા થઇ આપણે તેમ કરી શકીએ છીએ. હવે પાંચમો દીવો તે રૂમી ૮; ૧૬ પ્રમાણે "આત્મા પોતે આપણા આત્માની સાથે સાક્ષી આપે છે, કે આપણે દેવનાં છોકરાં છીએ," તે "**સાક્ષીનો આત્મા**"છે. જ્યારે તે આત્મા આપણામાં આવે છે, ત્યારે સાક્ષી આપ્યા વગર આપણાથી રહી શકાતુંજ નથી, જ્યારે આ દીવો આપણામાં સળગતો થાય છે, ત્યારે સાક્ષી આપી શકીએ છીએ, કારણકે તે પહેલાં સર્વ જાતની બીક, ભય અને શરમાળપણું આપણામાંથી જતું રહેલું હોય છે. માટે સાક્ષીનો અનુભવ કરો, કારણકે તેના દ્વારા આશ્ચર્યકારક કામો થનાર છે. ધારો કે તમે એક મોટા માણસના દીકરા છો ને તમને ઘડિયાળનો શોખ છે. તમારા પિતા પાસેથી તેમના પ્રેમે કરીને મેળવેલા એ ઘડિયાળ દ્વારા તમે તેના પ્રેમને પ્રગટ કરી શકો છો. એજ પ્રમાણે જો આપણે ખ્રિસ્તમાં હોઇએ તો આપણે આપણા વર્તન, દેખાવ, પહેરવેશ વગેરેથી તેને પ્રગટ કરી શકીએ છીએ. આજના તમારાં રેશમી કિંમતી પોષાક, તમારાં સોનાના રૂપાના આભૂષણો, આજે શું બતાવે છે? તે તમારા ખ્રિસ્તને પ્રગટ કરે છે? જો આપણે ખ્રિસ્તના છીએ, તો "આપણું વ્યક્તિત્વ, આપણી રીતભાત રહેણી કરણી તેજ આપણી સાક્ષી છે, કે જેના દ્વારા આપણે ખ્રિસ્તને પ્રગટ કરી શકીએ." ગીત ૭૭; ૧૪.

એક વખતે મારા એક મિત્ર કરાંચીમાં ભાષણ કરતા હતા. તેઓએ જણાવ્યું કે, ઇસુ ખ્રિસ્ત સર્વ કંઇ કરી શકે છે. માટે તેના પર પરવિશ્વાસ કરો. તેની પાસે આવો. વગેરે બાબતો તે બોલતા હતા. પરંતુ ભાષણ આપ્યા બાદ તરતજ એક હોટલમાં જઇ તે પોતે બીડી પીવા લાગ્યા. અને તે વખતે ભાષણમાં હાજર રહેલો એક માણસ આવ્યો, ને કહેવા લાગ્યો સાહેબ તમે ઇસુ ખ્રિસ્ત વિષે ભાષણ આપતા હતા, કે તે આપણને બળ આપે છે, જે બાબતો આપણને કરવી કઠીન હોય તેના માટે તે આપણને બળ આપે છે, પણ હું નથી માની શકતો, કે હજુ સુધી તેણે તમને બળ આપ્યું હોય; કારણ કે, હજુ સુધી તેના બળે કરીને તમે બીડી ઉપર જીત મેળવી નથી.

એજ પ્રમાણે ઘણી સારી સારી વાતો બોલીએ છીએ, પણ તે આપણાથી કરાતી કે પળાતી નથી. "બોલવું સ્હેલું છે, પણ કરવું અઘરૂં છે." માટે જ્યારે આ પાંચમો દીવો–આત્મા આપણામાં સળગતો થશે ત્યારે આપણું વર્તન, વાણી એવાં થઇ જશે કે તેના દ્વારા આપણે ખ્રિસ્તને પ્રગટ કરીશું, તેના દ્વારા આપણે સાક્ષી પુરી શકીશું અને તેના દ્વારા આપણે પ્રરાક્રમી કામો કરવાને શક્તિમાન થઇ શકીશું એફેસી ૩, ૨૦. એજ આપણી સાક્ષી હોવી જોઇએ

હવે આત્માનું છઠ્ઠું કાર્ય અથવા છઠ્ઠો દીવો તેતો "**નિર્બળતામાં સહાય કરનારો આત્મા** છે". રૂમી. ૮; ૨૬.

સ્વભાવિક રીતે માંસ અને લોહીને અંગે આપણે બધા નબળા છીએ, પણ જ્યારે આ દીવો આપણામાં સળગતો થાય છે. ત્યારે તે આપણને બળવાન બનાવે છે જેમ જેમ આપણી ઉમર વધતી જાય છે તેમ તેમ આપણે નિર્બળ બનતા જઇએ છીએ, પણ તે આપણને વૃદ્ધાવસ્થામાં પણ બળવાન કરશે. માટે આપણી નિર્બળતાથી નાસીપાસ થવું નહિ. ગમે તેવા હોઇએ, પણ તે આપણને સર્વે ઉપર જય પમાડે છે. તે શક્તિમાન છે.

એક વખતે એક ઘરડી બાઇ મરણ પથારી પર હતી. જોકે તેનો કરોડ રજ્જુ બીલકુલ ભાગી ગયો હતો. તે હાલી ચાલી શકતી નહિ. છતાં પણ તેના મુખ પર પ્રકાશ હતો. તે પડી પડી દેવની પ્રાર્થના સ્તુતિ કરતી હતી. તેણે કહ્યું કે મિશનેરી થવાની મારી મહત્વકાંક્ષા હતી. તે મારી ઇચ્છા પુરી થઇ નહિ, પણ આજે મારી આ સ્થિતિમાં હું જેઓ મિશનેરીઓ છે, તેમના માટે પ્રાર્થના કરી શકું છું. અને મારી પ્રાર્થના વડે હું તે સેવા કરી શકું છું. આપણી નિર્બળતામાં તે આપણી સહાય કરનાર છે. એજ પ્રમાણે વારંવાર ઇશ્વર ઇચ્છાથી આપણને ઘણી મુસ્કેલીઓ અને દુઃખોમાં થઇને પસાર થવું પડે છે પણ તે વખતે આપણી વ્હારે ધાનાર છઠ્ઠો દીવો-આત્મા છે.

**આઇવી** નામનો વેલો થાય છે. તે ઝ ડ ઉપર ચઢે છે, જ્યારે જ્યારે પવનનાં તોફાન થાય છે, ત્યારે પોતાના મોટાં પાંદડાં વડે ઝાડના થડ અને ડાળીઓની આસપાસ એવી રીતે વિંટાઇ જાય છે, કે પવનનું તોફાન તેને ઉખેડી શકતું નથી.

એજ પ્રમાણે ખ્રિસ્તીઓ તરીકે જ્યારે જ્યારે મુસ્કેલીમાં મૂકાઇએ, ત્યારે આપણે તેનામાં એવી રીતે દઢ રહેવું જોઇએ કે, આ દુનિયાનાં તોફાનો

આપણને તેનાથી દૂર કરી શકે નહિ છતાં વારંવાર એવા પ્રસંગે આપણે નાસીપાસ થઇ જઇએ છીએ. કારણકે આપણી નિર્બળતામાં સ્હાય કરનાર તે આત્મા આપણે પામ્યા હોતા નથી. પરંતુ રજો કરંથી. ૧૨; ૯. ૧; ૪ પ્રમાણે આનંદ કરવો જોઇએ. ૧ કરીંથી ૯; ૨૨. પ્રમાણે હરકોઈ સ્થિતિમાં આપણે મુકાવું પડશે, માટે આપણે મુસ્કેલીથી કે નિષ્ફળતાથી બીવું નહિ.

એક વખતે એક સુંદર રૂમાલ સુંદર ડીઝાઈનથી ભરેલો એક બાળક રમતું હતું. બાળકે તેના પર એક ડાઘ પાડયો, કે જેથી તે રૂમાલની સુંદરતા બગડી ગઇ. તેની મા ઘણુંજ રડવા લાગી. પરંતુ એક ચિતારાએ આવીને રૂમાલ ઉપર જે ડાઘ પડયો હતો, તે ડાઘને સુંદર ફુલમાં ફેરવી દીધો એટલેકે તે ડાઘનું સુંદર ફુલ બનાવી દીધું કે, જે ફુલે રૂમાલની સુંદરતામાં બે હદ વધારો કરી દીધો.

એજ પ્રમાણે ઈશ્વર આપણી નિર્બળતાને, મુશ્કેલીઓને એવી રીતે ફેરવી નાખે છે કે, તેના દ્વારા આપણે આનંદ અનુભવીએ છીએ. છતાં આપણે વારંવાર નિરાશ થઇએ છીએ. જરૂર તે આપણી મુસ્કેલી, નિર્બળતાઓ આનંદમાં ફેરવી નાખશે.

હવે સાતમો દીવો તે **"મધ્યસ્થીનો આત્મા છે."** રૂમી. ૮; ૨૭.

ધારો કે એક વિધવા બાઇનો એકનોએક દીકરો કેદખાનામાં છે. તે બાઇ તેના છુટકારાને માટે ન્યાયાધીશ આગળ આંસુઓ સાથે રૂદન સાથે વિનંતી કરે છે. ધારો કે ન્યાયાધીશ તેના રૂદનના આસરે તેના આંસુઓને ધ્યાનમાં લઇને તેને છુટો કરે છે. રૂદન એ મધ્યસ્થી છે. જેમ પેલી વિધવા બાઇએ પોતાની રૂદનની મધ્યસ્થી દ્વારા તેના દીકરાને છુટો કર્યો. તેમ આપણે આપણા ભાઇઓ, બેનો મિત્રો જેઓ જગતમાં છે. તેમને આપણી પ્રાર્થનાની મધ્યસ્થીદ્વારા છુટા કરી શકીએ છીએ. પ્રાર્થના વડે આપણને તેમને માટે મધ્યસ્થી કરવાનો હક છે. જ્યારે આ દીવો આપણામાં સળગશે, ત્યારે આપણા સંબંધીઓ જેઓ જગતમાં છે. તેમના પ્રત્યેની લાગણી આપણને થશે ને ત્યારેજ આપણે પ્રાર્થના વડે તેમની મધ્યસ્થી દેવબાપને કરીશું

એક માતાએ પોતાના દીકરાને માટે આંસુ અને રૂદન સાથે દેવબાપને વિનંતિ કરી. અને ૧૯ વરસે તેની મધ્યસ્થીદ્વારા તેની પ્રાર્થનાઓ વડે તે દીકરો બચી ગયો ને ઉપદેશક બન્યો. માટે જ્યારે આપણે પ્રભુમાં રહીશું

જ્યારે એ સાતમો આત્મા દીવો—આપણામાં પ્રકાશિત થશે, ત્યારે આપણે પ્રાર્થના કરી શકીશું.

હવે આ સાત દીવા—આત્મા તે તો પવિત્ર આત્માના સાત પ્રકારના કામ છે. પરંતુ જ્યારે આપણી આંખો દેવની આંખોને મોઢેમોઢ જોશે, ત્યારેજ તે સાત આત્મા આપણામાં આવશે. અને પવિત્ર આત્મા તેનું કાર્ય સંપૂર્ણ કરશે.

આ જમાનામાં શેતાનનો બીજો મહાન હુમલો તેતો "વધસ્તંભના ખરા કાર્યને અસ્થાન" એ હતો, કહે છે કે "જેની આંખો અગ્નિની જવાળા જેવી, ને જેના પગ ચળકતા પિત્તળ જેવા છે." તે આ વાતો કહે છે."

## "જેના પગ ચળકતા પિત્તળ જેવા છે."

(પ્રકટી. ૨;૧૨.)(ઉત્પતિ ૩;૧૫) ભવિષ્ય વચન કહે છે કે, "તે તારૂં માથું છુંદશે" (રૂમી ૧૬;૨૦) માં કહે છે કે "શાંતિનો દેવ શેતાનને વહેલો તમારા પગ તળે છુંદાવશે" (ગણના ૨૧;૯) માં મુસાએ પિત્તળના સર્પને ઝુંડા પર મૂક્યો" જો કે તે સર્પમાં કંઇ ન્હોતું, પણ વિશ્વાસદ્વારા તે સાપને શિક્ષા કરવામાં આવી, અને એ રીતે પિત્તળ તે ઇન્સાફ બતાવે છે. અને સાપ એ તો શેતાન છે. નિર્ગમન, ૩૯ અને ૪૦ માં અધ્યાયમાં બતાવે છે,, કે યાજકો પ્રથમ પીત્તળના હોજમાં હાથ ધોયા પછી પિત્તળની વેદી પર યજ્ઞાર્પણ ચઢાવતા, ને પછી માંહે જતા, પિત્તળ એ ઇશ્વરનો ન્યાય ચૂકાદો સૂચવે છે. કહે છે, કે "તેના પગ ચળકતા પિત્તળના હતા." બીજા શબ્દોમાં કહીએ કે, એજ પિત્તળના પગોએ કાલવરીના ટેકરે શેતાનના માથાને છુંદયું. તેના પગો તે વધસ્તંભનું કાર્ય બતાવે છે. તેના પગોની મારફતે આપણા પાપોની ખંડણી ભરવામાં આવી, અને એ રીતે વધસ્તંભનું કાર્ય પુરૂં કરવામાં આવે છે તેના મરણ દ્વારા જીવન ઉપ્તન થયું. જેમ નાના બીજમાં જીવન છે. જો તે જમીનમાં પડે, ને મરે તોજ તેમાંથી જીવન ઉદ્દભવે છે. એજ રીતે વધસ્તંભના ખરા કાર્યને આપણે પોતાનું કરી લઇએ તો આપણા મરણથી જીવન ઉપ્તન થાય છે.

વધસ્તંભના ખરા કાર્યને ભૂલી જઇને કેવળ તેઓ વધસ્તંભની પૂજા કરવા લાગ્યા. કેવળ વધસ્તંભ આગળ નમવાથી પાપ માફ થઇ શકતાં નથી. પણ વધસ્તંભ ઉપર જે કાર્ય થયું, તેના પર વિશ્વાસ કરવાથી પાપની માફી મળે છે. તે વિશ્વાસના બળેજ બચી શકાય છે. વધસ્તંભ આપણા જીવનોમાં ઓતપ્રોત થવો જોઇએ, તેનું કાર્ય આપણામાં બનવું જોઇએ; અને એ રીતેજ આપણી જીત થવાની, નહિ કે તેની પૂજા કરવાથી, આજે

ઘણાં ઉપદેશકો પવિત્ર આત્મા અને વધસ્તંભ વિષે બોલતા નથી, પરિણામે તેઓ હજુ પાપના દાસ છે. પણ જ્યારે આપણી આંખો વધસ્તંભના ખરા કાર્યને નિહાળશે, ત્યારે મોટાં કામો થઇ શકશે. પ્રક.૨;૧૯, તે યુગમાં દેવની વાતને લોકોએ પડાવી લીધી, અને મૂર્તિપૂજા સ્થાપી હતી, દેવ તે વખતે ઇઝીબેલ સંબંધી કહે છે. ઈઝીબેલ તે કોણ? ૧ લો રાજા ૧૬; ૩૧ માં બતાવે છે કે, તે યહુદી ન્હોતી પણ સિદોની હતી. કે જે પોતાની સાથે બલઆમની પૂજા અને ઘણા ખોટા રિતરિવાજો કે જે દેવની વિરૂદ્ધના હતા તે લાવી હતી. કેટલાક તેની વિરૂધ લડતા હતા, આજે આપણામાં ઘણી એવી બાબતો છે કે જેની સામે આપણે લડવું પડશે, જ્યારે વધસ્તંભનું ખરૂં કાય ગ્રહણ કરીશું ત્યારે સાત આત્મા આવશે. ને ત્યારેજ ખરો આનંદ આપણને મળશે.

હવે અહીં પાંચમા જમાનાની શરૂઆત થાય છે.

"જેને દેવના સાત આત્મા તથા સાત તારા છે. તે આ વાતો કહે છે તારાં કામ હું જાણું છું. તું નામે જીવે છે, પણ તું મુએલો છે." પ્રકટી. ૩; ૧

## "તું નામે જીવે છે, પણ તું મુએલો છે."

દરેક સંદેશામાં દેવ પોતાના અમુક એવા શબ્દો વાપરે છે. કે જેના દ્વારા આખા સંદેશાની ચાવી મળી રહે છે, દેવ અહીં જણાવે છે, કે જેને સાત આત્મા તથા સાત તારા છે. તે સાત આત્મા તે સાત દિવા છે. દરેક ખ્રિસ્તી માણસના જીવનમાં તે સાતેસાત દિવા અવશ્ય બળવાજ જોઇએ, દેવે સાર્દિસમાંની મંડળીને કહ્યું કે "તારાં કામ સંપૂર્ણ થયેલાં જોયાં નથી તેઓ અધુરા હતા. પવિત્ર આત્મામાં તેઓ અધુરા હતા."

મઇ મહાન લડાઇમાં ૮૪ સોલ્જરો એવી રીતે ઘાયલ થયા હતા, કે તેઓનો એક પણ અવયવ સાજો રહ્યો ન્હોતો, જેથી રબરની નળી વડે તેઓને ખોરાક આપવામાં આવતો હતો. ઘણી ભયંકર તેઓની સ્થિતી હતી. છતાં કંઇક જીવન તેઓમાં હતું. પણ તે જીવન કંઇ કામનું ન્હોતું. વારંવાર આપણાં જીવન એવાં બને છે, કે કંઇ કામનાં હોતાં નથી? ઉલટાં બીજાને નુકસાન પહોંચાડનાર હોય છે. જ્યારે સાતેસાત આત્મા દિવા આપણામાં સળગતા થશે, ત્યારેજ આપણા જીવન ઉપયોગી થશે. માટે જે જીવનમાં તમે જીવો છો તેથી સંતોષી થશો નહિ પવિત્ર આત્માને તેનું કાર્ય સંપૂર્ણ કરવા દો.

એક માણસ હતો, કે તે પોતાનો અનુભવ કાગળ પર લખી રાખતો હતો. જ્યારે જ્યારે કોઇ માણસ તેને કંઈ પૂછવા આવે, ત્યારે તે પોતાનું કાગળ મંગાવી તેમને પોતાનો અનુભવ વાંચી સંભળાવતો, ઘણાં વરસો સુધી તેણે આમ કર્યા કર્યું. આખરે એક વખતે જ્યારે તેને તેની જરૂર પડી, ત્યારે તે કાગળીયું શોધવા માંડયું. પરંતુ તે કાગળીયાને તો ઉંદરો ખાઇ ગયા હતા. વારંવાર તમારા અનુભવો ઉંદરો ખાઇ જાય છે. માટે થોડાથી સંતોષી થવું નહિ, તેથીજ દેવ કહે છે, કે તે દિવા સતત તમારામાં સળગવા જોઇએ. તે કહે છે કે "તું નામનો જીવે છે." માટે નિશ્ચે જાણો, કે જ્યાંસુધી સાતેસાત દિવા તમારામાં સળગતા નથી, ત્યાંસુધી તમે અધુરા છો. આપણામાં ઘણા નામના જીવે છે. તેમણે કંઇક મેળવેલું હોય છે, પણ તે પૂર્ણ નથી. તેઓ વાતો કરે છે, ઉપદેશ કરે છે છતાં પરાક્રમ હોતું નથી. ૧લો કરથી ૪; ૨૦માં બતાવે છે ' દેવનું રાજ્ય બોલવામાં નહિ પણ સામર્થ્યમાં છે. વાતો કરવામાં દેવનું રાજ્ય સમાએલું નથી, આપણે નામના જીવીએ છીએ. કારણ કે દેવનું કામ–(પરાક્રમ) જોવામાં આવતું નથી. દેવના આત્માનું ફળ. જુઓ ગલાતી. ૫; ૨૨. તે ફળ આજે આપણામાં નથી. એટલે કે પ્રેમ, આનંદ, નમ્રતા, માયાળુપણું, ભલાઇ, સ્વદમન.

ધારો કે નારંગી છે, તે એકજ નારંગીમાં માવો, બી, સ્વાદ, રંગ બધુંજ સમાયેલું છે. તેજ પ્રમાણે દેવના આત્મામાં તે સર્વ ફળો સમાએલાં છે. જો દેવનો આત્મા આપણામાં કામ કરે છે, તો તે ફળ (ગલાતી ૫;૨૨) આપણામાં દેખાવાજ જોઇએ. જો નથી દેખાતા, તો આપણે અંધકારમાં છીએ. ઘણાં એવાં છે, કે જેઓ કહે છે, દેવના પવિત્ર આત્માનો અમને અનુભવ છે. છતાં તેઓ અભિમાન અને જુઠાણાથી ભરેલાં છે. પ્રેમ સંબંધી લાંબા ભાષણો આપે છે, પણ તે પ્રેમ તેમના પોતાના જીવનમાં ઉતારતા નથી. પ્રભુ કહે છે, કે જેને સાત આત્મા છે, તે આ વાતો કહે છે. સાતેસાત આત્મા સળગવા જોઇએ, તેનો હેતુ એ છે, કે દેવ ધીમે ધીમે કામ કરતો નથી, ઈશ્વરની એ રીત નથી, તે સર્વસ્વ આપે છે. માટે જ્યારે તેના હેતુ તમે સમજશો, ત્યારે તે તમને મળશે. ઘુંટણે પડીને તેની પાસે માગો, તેના મર્મો તે તમને સમજાવશે. દેવના સાત આત્મા, સાત તારા, તે સાત દૂત છે. જેને તે પોતાની હથેલીમાં ધરી રાખે છે. " કોઈ પણ મિશનવાદ તેની હજુરમાં નથી. સર્વ કોઇ

તેની નજરમાં એકજ છે." દેવ પોતાના લોકોને તેની હથેલીમાં ધરી રાખે છે. પરંતુ "જે ભુંડાઇએ અને ભેદભાવે આપણામાં પગપેસારો કર્યો છે, તે દિવસે ને દિવસે વધતોજ જાય છે. મિશનવાદ (વાડાભેદ) વધતો જાય છે અને એમ લોકો વાડાઓને વિશ્વાસુ રહે છે. દેવને, હા જીવતા દેવને વિસરી જાય છે." ને અભિમાની બને છે. તેથી દેવ કહે છે. સાત તારા તે મારા એક હાથની હથેલીમાં છે માટે જીવતા દેવને વિશ્વાસુ રહો. મિશનને નહિ! પણ દેવને માન આપો.

કરાંચીની અંદર એક પાસ્ટર નીચે પ્રમાણેની દલીલ કરતા હતા, કે અમારી મંડળીના સભાસદોની મુલાકાત ફલાણી મંડળીના ફલાણા પાસ્ટરે કેમ કરી? જો કે તે પોતે મુલાકાત લેવા જતા નહોતા, અને બીજા જેઓ જતા હતા, તેમને જવા દેવા પણ રાજી નહોતા. પોતાના મંડળીના સભાસદોને તે બીજી મંડળીના કે બીજા મિશનના દેવળમાં જવાની ના પાડતા હતા. અત્યારે પણ આપણામાં આવું ચાલી રહ્યું છે. પણ એમ કરવાથી આપણે **જીવતા ઇશ્વરને ભુલી જઇએ છીએ, ને કેવળ મિશનવાદને માન આપીએ છીએ.**

એક વખત દ. હિંદમાં એક સંયુક્ત સભા રાખવામાં આવી. ઉપરના વિચારનો એક પાસ્ટર ત્યાં રહેતો હતો, પાકો મિશનવાદી હતો તે સભામાં એક હજાર ઉપર લોકો આવ્યા, પણ તે પાસ્ટર આવ્યો નહિ. આખરે સભા બાદ સંયુક્ત સભામાં ગએલો તેની મંડળીનો એક વડીલ તેના ઘેર આવ્યો. પાસ્ટરે કહ્યું તમે કેમ એ સભામાં ગયા હતા? હું તમારા ઉપર રિપોર્ટ કરીશ. અને એમ પેલા મિશનવાદી, કેવળ વાડાને વિશ્વાસુ રહેનાર પાસ્ટરે તે વડીલની બદલી પણ કરાવી દીધી. વડીલે કહ્યું, પાસ્ટર સાહેબ, હું તો તે વખતે સભામાં ગયો, પણ તેજ વખતે પેલા બીજા સીનેમામાં ગયા હતા તેમનું શું? પાસ્ટરે કહ્યું ભલે ત્યાં જાય પણ તું બીજાના દેવળમાં કેમ ગયો! આવા આવા અનેક પ્રકારના ભેદભાવ આપણામાં વધી ગયા છે, પણ દેવ કહે છે કે સાત તારા તે મારા એકજ હાથની હથેલીમાં છે, જો આપણામાં આજે એવું છે. "તો દેવ કહે છે, કે તું વેગળો રહે, મારી પાસે આવીશ મા, કેમકે હું તારાથી પવિત્ર છું." યશા. ૬૫; ૫.

મિશનવાદનો ભયંકર પવન પશ્ચિમના દેશોમાં વધુ વાયો છે. અને આજે એ પાપ હિંદુસ્તાનમાં વધતું જાય છે. ઘણાં ઘણાં માણસો એકતા

ખાતર સહકાર કરતા નથી, એવા ઘણાં કુટુંબો છે, જેઓ ત્રીસ ત્રીસ વરસોથી એક બીજા સાથે બોલતા નથી. કારણકે મિશનવાદે ઘણાં ઊંડા મૂળ નાખ્યા છે. "દેવ કહે છે, મારી હજુરમાં ભેદભાવ નથી. મિશનવાદને ત્યાં સ્થાન નથી સર્વ કોઈ તેની નજરમાં એકજ છે" તે કહે છે સાતે સાત આત્મા આ મારા હાથની હથેલીમાં રાખું છું.

માણસો પોતાના બહુ થોડા જીવનથી સંતોષી બન્યા છે. ભેદભાવને લીધે તેઓ કેવળ પોતાની મંડળી મિશનને વફાદાર રહે છે. દેવને તેઓ વીસરી ગયા છે. એટલા માટેજ તે કહે છે. કે 'હું જાણું છું, કે તું નામે જીવે છે પણ મુએલો છે." આજે આપણી આજ દશા છે. દેવ થોડાથી રાજી રહેતો નથી, તે કહે છે. કે તમે બહુ ફળ આપો." યો ૧૫; ૮. ઇશ્વરનો ઇરાદો એવો છે કે તમે બહુ ફળ આપો. અનંત ઇશ્વરનો એ અનંત હેતુ છે. માટે થોડાથી સંતોષી થશો નહિ. —

એ જાતના લોકોમાં કામ કરવું ઘણુંજ મુશ્કેલ લાગે છે. મિશનેરીઓ અને પાળકો. તેઓ પોતાને સંપૂર્ણ થઈ ગએલા ધારે છે. પોતે જે સ્થિતિમાં છે તેમાં સંતોષી રહે છે. તેઓ એમ માને છે કે ધાર્મિક મેળાઓ કન્વે-ન્શનો ને કેવળ દેશી સભાસદો માટેજ છે. બીચારા ગરીબ ખેડુત મજુર વર્ગના લોકોએ ત્યાં જવું જોઇએ. પોતે તો બસ કાર્યક્રમ ઘડનાર. વળી એવી પ્રાર્થનાઓ પણ કરે છે કે પ્રભુ તેઓને તું આશીર્વાદ આપજે."

પરંતુ યાદ રાખજો દેવનો સંદેશો દરેકને માટે છે. કાળા, ગોરા તેની નજરમાં સરખાજ છે. જો આજે "આપણામાં એવા માણસો હોય કે જેઓ પોતાને પ્રમાણિક માને છે, તેઓ દેવનો આશીર્વાદ ગુમાવે છે." વારંવાર તેઓ દેવળમાં પણ આવતા નથી, પ્રાર્થના પણ કરતા નથી તેઓ ધારે છે કે દેવળમા જવાની કે પ્રાર્થના કરવાની અમોને અગત્ય નથી. ભૂલોમા ! દેવનો આશીર્વાદ તમે ગુમાવો છો. ઇશ્વરની હજુરમાંથી ખાલી હાથે પાછા જશો નહિ. ઇશ્વર દરેકની સાથે વાત કરે છે. બોલ-નાર અને સાંભળનાર દરેકને તે તેનો આશીર્વાદ આપે છે. તે આપણને દરરોજ શીખવવા માગે છે, તેના આશીર્વાદોનો અંત નથી, દેવ કહે છે કે "હું જાણું છું તું નામનો જીવે છે" જે વૃદ્ધિ પામતો નથી, તે મરેલો છે. જયાં સુધી આપણે વૃધિ પામતા નથી, ત્યાં સુધી મરેલા છીએ. જીવતા ખ્રિસ્તી તરીકે આપણે વધવુંજ જોઇએ. જીવતા ખ્રિસ્તી તરીકે સાત પ્રકારના કામ અને સાતે સાત આત્મા આપણામાં સળગતા હોવા

જોઇએ. આપણે સાચી એકતા સાચી સંગત કરી શકીએ. તે માટે તે કહે છે. કે સાતેસાત તારા મારા હાથની હથેલીમાં રાખું છું ભિશનવાદ મારી નજરમા છેજ નહિ.

એક માણુસ બીડી પીવી નહિ એવો નિશ્ચય કરીને દેવળમાંથી ઘેર ગયો, તો તેણે સિગારેટનું પાકીટ જોયું. વિચાર થયો કે પૈસા ખરચ્યા છે, તો આટલી ડબ્બી પુરી કરવાદે, પછી નહી પીઉં. આવીજ રીતે પસ્તાવો કરે છે. ને મનામાં વિકાસ થતો નથી. ઘણાંને આત્મા એમ બતાવે છે કે, ઘરેણાં પહેરવાં નહિ. પણ કિંમતી ઘરેણાં જોઇને એકાદી બંગડી રાખી મુકવાનું મન થાય છે. પણ ૧લો પીતર ૩;૩. બતાવે છે, કે તમારો શણગાર બહારનો એટલે ગુંથેલા નિમાળાનો, સોનું પહેરવાનો કે વસ્ત્રો પહેરવાનો એવો ન થાય. માટે એ પણ દેવની વિરૂદ્ધ છે. વારંવાર પાપ કબુલ કરીએ છીએ પણ થોડા ઘણાં રહી જાય છે, સંતાડીએ છીએ.

"ક્ષય રોગનું એકજ નાનું જંતુ તમે ખાઇ જવાને હિંમત ચલાવતા નથી, કારણકે તમો જાણો છો, કે એ એકજ નાનું જંતુ તમારો જીવ લેવાને પુરતું છે, તો **ભૂલો મા! એક નાનુ સંતાડી રાખેલું પાપ તમને મારી નાખવાને, નાશમાં લઇ જવાને પુરતુ છે.** જ્યારે આપણે બધું કબુલ કરીએ, પણ એક નાનું સરખું પાપ સમજીને સંતાડી રાખીએ તો દેવ કહે છે, કે હું જાણું છું કે તું નામે જીવે છે, પણ મરેલો છે." તે આપણો આખો સ્વભાવ આખું માણુસપણું બદલી નાખે છે. કશુ પણ તે અધુરૂં રાખતો નથી. તે તો સંપૂર્ણતાનો દેવ છે. તમે કદાચ પોતાને ઉપદેશક માનો પણ દેવ તમને શું ધારે છે? તે કહે છે કે શું તમે નવો જન્મ પામ્યા છો? તેતો પુરેપુરી રીતે આપણું જીવન બદલી નાખવા માગે છે. એક નાનું સંતાડી રાખેલું, નહિ જેવું પાપ, કેવું ભયંકર પરિણામ લાવે છે. તેના વડે સડો શરૂ થાય છે, કે જે સર્વસ્વને ખાઇ જાય છે.

મારી બેનનાં લગન એવા માણુસની સાથે થયાં કે તેમને ડુંગળી જરાપણ ગમતી નહિ, ડુંગળી ખાવાનો રિવાજ પણ તેમના કુટુંબમાં ન હતો. જ્યારે મારી બેન ડુંગળીની શોખીન હતી. તે અમારા ઘેરથી થોડી ડુંગળી કપડામાં લપેટી તેના ઘેર લઇ ગઇ. એટલા માટે કે જ્યારે તેને ખાવાનું મન થાય, ત્યારે ખાઇ શકે. પરંતુ તે સંતાડી રાખેલી ડુંગળીઓ અંદર પડી પડી કોહાઈ ગઇ ને ગંધાઇ ઉઠી, આખરે તપાસ કરતાં તે પકડાઈ ગઇ.

માટે જો તમે "તમારાં નાનાં નાનાં પાપ સંતાડવામાં ગમે તેવી ચાલાકી કરશો પણ દેવ તમને પકડી પાડશે. કોઈ પણ જાતની ચાલાકી કે છળકપટ સર્વવ્યાપી દેવની સમક્ષ ચાલી શકશેજ નહિ."

એક વખતે મારો એક નાનો ભાઇ જે મલાઇનો મહા શોખીન. માતાની ગેરહાજરીમાં રસોડામાં ગયો, ને મલાઇ ખાઇ ગયો એવી રીતે ખાધી કે, મોં અને પેટ પણ મલાઇના છાંટા—રેલા પડવાથી બગડયા. જોકે મોં તો સાફ કરી નાખ્યું, પણ પેટ બગડયું હતું તે તેણે જાણ્યું નહિ. બહાર નીકળી બૂમો પડવા લાગ્યો કે, બા, બા, બિલાડી મલાઈ ખાઈ ગઇ. પણ આખરે પેટ પર પડેલા-ઉતરેલા છાંટા—રેલાને આધારે તે પકડાઇ ગયો, ને પોતેજ બિલાડી ઠર્યો. આપણે વારંવાર બીજાને દોષીત ઠરાવીએ છીએ. કોઇ નજાણે એવા હેતુથી ચોપડીના પાનામાં કાગળો મોકલીએ છીએ. કદાચ માણસો ધારશે, કે તે તો ચોપડી છે. પણ દેવ સર્વ કંઈ જાણે છે. "ચોપડીના પાનાઓમાં સંતાડેલું પાપ તેની જાણ બહાર નથી." માટે "જ્યાં સુધી આપણે બધુંજ તજી દેતા નથી, ત્યાં સુધી સંપૂર્ણ તારણ પ્રાપ્ત કરી શકતાજ નથી. જો દેવ આપણને ખાત્રી આપે છે, તો તે જે કંઇ બતાવે છે, તે કરવુંજ જોઇએ, જો નથી કરતા તો અંધકારમાં છીએ. આપણા આવા વર્તનને લીધે દેવ કહે છે, કે "તું નામે જીવે છે, પણ મરેલો છે." ઇશ્વર એવું ન થવા દો કે "એક નાનું નહિ જેવું પાપ સંતાડીને આપણે તેની પાસેથી મળતો અમૂલ્ય આનંદ ગુમાવીએ."

દેવની આગળ માણસ શું વિસાતમાં છે? જીવતા પ્રભુ પર તેઓ થૂંક્યાં! તો આપણા પર ભલે થૂંકે, પડોસી ભલે ગમે તે કહે પણ ઈશ્વરની વાણીને આધીન થાઓ અંધકારમાં રહેશો નહિ. દેવ કહે છે કે 'જાગૃત થા. તારાં કામ હજુ સુધી મેં પૂર્ણ થએલાં જોયાં નથી." પ્રકટી ૩; ૨ દેવ આપણને સંપૂર્ણ આનંદ, પૂરી શાંતિ આપવા ચાહે છે. જો સર્વસ્વ કબુલ કરીને તજી દઇએ તો તે આનંદ મેળવી શકીએ છીએ. છતાં વારંવાર આપણી માફીઓમાં 'જો' શબ્દ આવે છે. જો પ્રભુ આમ હોય 'તો' અને એમ આપણે દેવ સમક્ષ ચોખા ચોક્કસ બનતા નથી. તે સંપૂર્ણતાનો દેવ સંપૂર્ણ તારણ આપવા માગે છે, માટે " એ શબ્દ કાઢીને દેવની આગળ પોતાને ખાલી કરો; તો જરૂર તે માફી આપશે. અને ત્યારેજ તે પોતાનું કાર્ય પૂર્ણ કરશે.

બાયબલ મુખપાઠ કરવાથી ખરી શાંતિ મળતી નથી. ધારો કે તમે એક ઘર બાંધો છો, ને તેના બારીબારણાં ન મૂકો તો તે અધુરૂં કહેવાશે.

એક બાંય વિનાનો કોટ કે ખમીસ તમે પહેરી શકતા નથી એક સાધારણ કહોવાણનું-ટપકું તે શાક ઉપર જુઓ તો તે ખરીદતા નથી. આવી આવી "દૈહિક બાબતો માટે તમે તમારૂં ડહાપણ વાપરો છો. પણ આત્માના તારણ માટે કેમ કાળજી રાખતા નથી? ને તમારૂં ડહાપણ વાપરતા નથી?

દેવ કહે છે કે "જાગૃત નહિ રહેશો તો હું ચોરની પેઠે આવીશ. પ્રકટી ૩; ૩. માટે જ્યારે તમને ખાત્રી થાય, ત્યારે તે કરો, તેને આધીન નહિ થાઓ, તો આગળજતાં તે સખત થશે. તમે પાપના એવા ગુલામ બની જશો કે ધારેલા વખતે છુટી શકશો નહિ. વારંવાર જ્યારે ખસ થાય છે, ત્યારે આપણું મન ન હોય છતાં ખંજવાળીએ છીએ. એમજ જ્યારે પાપના ગુલામ થઈ જઇએ છીએ, ત્યારે એમજ બને છે. માટે જો આજે તમારો આત્મા તમને દોષિત કરતો હોય, તો આજેજ કબુલ કરો. તે કહે છે. કે "હું ચોરની પેઠે આવીશ, ને પસ્તાવાનો વખત રહેશે નહિ," માટે જો તમે દેવ સાથે ચાલવા માગો છો, તો પુરા શુદ્ધ હોવા જોઇએ. એક નાનો સરખો પાપનો ડાઘ તમને દેવથી અળગા રાખશે માટે એકે એક અવયવ દ્વારા કરેલા હરેક પાપ કબુલ કરી તેને ત્યાગી દો તે વગર દેવની સામે ચાલવું અશકય છે. આજે પ્રભુ ચેતવણી આપે છે, પ્રકટી ૩, ૫માં તે જણાવે છે કે "જે જીતે છે તેને ઉજળાં વસ્ત્ર પહેરાવવામાં આવશે. ને "જીવનના પુસ્તકમાંથી તેનું નામ ભૂંસી નહિ નાખીશ. પણ મારા બાપ અને દૂતોની આગળ તેને કબુલ કરીશ." "આપણામાંના ઘણા માણસો કેવળ મંડળીના ચોપડામાં પોતાના નામ નોંધાવા ખુશી છે, પણ દેવના પુસ્તકમાં પોતાના નામ નોંધાવવા ખુશી હોતા નથી." ધારોકે વાઇસરોય સાહેબ તમને નામ દઇને બોલાવે, તો તમોને કેટલો આનંદ થશે. પણ એ રાજાઓનો રાજા, ને પ્રભુઓનો પ્રભુ, આજે કહે છે, કે હું તમોને કબુલ કરીશ, તમારૂં નામ દઇને તમને બોલાવીશ. જો આપણાં નામ જીવતો પ્રભુ તે વખતે કબુલ કરે તો કેવી ધન્ય વાત?

લંડનમાં શહેનશાહના દરબાર પ્રસંગે માણસો હજારો રૂપિઆની ટિકિટ ખરચી ત્યાં જાય છે, કેવળ બેજ મીનીટ તેઓને મુલાકાત આપવામાં આવે છે. છતાં તેને માટે તેઓ હજારો રૂપિઆ બગાડી નાખે છે. પણ જ્યારે દેવનો દરબાર ભરાશે, તેના પ્રસંગનું વર્ણન કોણ કરી શકે? કેવો ધન્ય દિવસ? આ સૃષ્ટિમાં તે વર્ણવાને શબ્દો નથી, એવા અવાચ્ય મહિમાવાન દરબારમાં જ્યારે તમારૂં નામ દઇને તમને બોલાવવામાં આવશે ત્યારે કેવો અનહદ આનંદ થશે.

દેવ કહે છે, જગત ભલે તમોને આજે ત્યાગી દે! તમારાં જાની મિત્રો ભલે તમારો ત્યાગ કરે! તમારાં વ્હાલાઓ ભલે તઓને ધિકારે, પણ હું તમને ત્યાગી દેનાર નથી. મારા બાપની આગળ હજારો હજાર દૂતોની સમક્ષ હું તમને નામ દઇને કબુલ કરીશ. "અલ્પ જગિક આનંદને લઇને સ્વર્ગનો આનંદ ગુમાવશો નહિ." થોડાથી સંતોષી થશો નહિ સાતે સાત દિવા પૂરા પ્રકાશથી તમારામાં બળવા દો, પવિત્ર આત્માને તેનું કાર્ય પૂર્ણ કરવાદો. દેવનો ફાઘેલો પાયો સ્થિર રહે છે. તેને આ મહોર છે કે, પ્રભુ પોતાના જે છે, તેને જાણે છે. ર્જો તીમો. ૨; ૧૯. ભુંડાઇથી દૂર રહો. અને જે વડે તેના નામને બટ્ટો લાગે છે તેનાથી દૂર થાઓ.

કરાંચીમાં એક વિધવાગૃહ બાંધવામાં આવ્યું, અને તેનું નામ રાણીનું જે નામ છે, તે પાડવા ધાર્યું. અને રાણી ઉપર કાગળ લખી પરવાનગી માગી, રાણીએ જવાબ આપ્યો, કે જો તે મકાન બાંધવામાં એક પણ પાઇનું દેવું કર્યું ન હોય, તો ભલે મારૂં નામ રાખજો. દેવામાં હું મારૂં નામ જોડાવા માગતી નથી.

એજ પ્રમાણે કેવી રીતે પ્રભુ આપણા પાપોમાં જોડાઈ શકે? માટે જો આપણે સર્વ એકેએક પાપ તજી દઇએ, તોજ પવિત્ર દેવ આપણી સંગત રાખશે. પુરી શુદ્ધતા વિના દેવ આવી શકશે જ નહિ. ધારોકે અમુક મુદ્દત લગી તમે કેવળ તમારા હાથ પગ ધોયા કરો, ન્હાવામાં જેટલો વખત લાગે, તેટલો વખત બલ્કે તેથી વધારે વખત કેવળ હાથ પગ ધોયા કરો, પછી તમે પોતાને નાહેલા કહી શકશો? ના જ્યાં લગી આખું શરીર ન ધોવાય ત્યાં લગી નાહેલા નથી. એજ પ્રમાણે જ્યાં લગી આપણે બધાંજ પાપ કબુલ કરી ત્યાગી દેતા નથી, ત્યાં લગી અધુરા છીએ. જ્યાં લગી સાતેસાત તારાનો અનુભવ નહિ કરીએ, ત્યાં લગી અધુરાજ રહેવાના છીએ. આપણો દેવ તો સંપૂર્ણતાનો દેવ છે, જ્યાં સુધી સંપૂર્ણ શુદ્ધ નહિ હોઇએ. ત્યાં સુધી દેવ પોતાનું સ્થાન આપણા હૃદયોમાં કરી શકશે નહિ; હવે અહીં પાંચમો જમાનો પુરો થાય છે.

ફિલાડેલ્ફીઆમાંની મંડળીના દૂતને લખ કે—

**જે પવિત્ર, જે સત્ય, જેની પાસે દાઉદની કુંચી છે. જે ઉઘાડે છે, ને કોઇ બંધ કરશે નહિ, જે બંધ કરે છે, તે કોઇ ઉઘાડતો નથી. તે આવાતો કહે છે.** પ્રકટી. ૩; ૭.

"ઉઘાડે છે, ને કોઇ બંધ કરશે નહિ, જે બંધ કરે છે, તે કોઈ ઉઘાડતો નથી."

હવે આતો છઠ્ઠો જમાનો હતો, જેને "મિશનેરી જમાનો" કહેવામાં આવે છે, તે વખતે જે બારણાં બંધ કરેલાં હતાં, તે ઉઘાડવામાં આવ્યા. કારણકે તે પહેલાં ઘણાં ઘણાં દેશોમાં સુવાર્તાનો પ્રચાર થયો નહોતો ભાષાની, સ્થળની, રસ્તાની મુશ્કેલીઓને પરિણામે સુવાર્તા પહોંચી નહોતી. તે વખતે જીવતા દેવે એવી રીતે તે દરવાજો, સુવાર્તાનો દરવાજો ખુલ્લો મૂક્યો, કે કોઈ તેને બંધ કરી શકે નહિ. મહાન સત્તાઓ તે વખેતે વિરૂધ હતી, વ્યવહારના સાધનો પણ હયાતીમાં આવ્યા નહોતા છતાં જીવતા દેવના અને વધસ્તંભના સત્ય દર્શને કરીને તેઓ ગમે તેવા વિકટ સ્થાનોમાં પણ ગયા, કારણ કે પવિત્ર આત્માનો અગ્નિ તે વખતે કામ કરતો હતો. તે મિશનેરી જમાનામાં પવિત્ર આત્મા મોકળાશથી કામ કરવા લાગ્યો. એક વખતે એક ચિતારો એક છોડીને આગળ બેસાડીને તેનું ચિત્ર ચિતરતો હતો, તે દરમિયાન તે છોડીએ દિવાલ પર ટાંગેલું ઈસુ ખ્રિસ્તનું ચિત્ર જોયું. ચિતારો તો છોડીનું ચિત્ર દોરતો હતો, જ્યારે આ છોડીનું ધ્યાન દિવાલ પરના ખ્રિસ્તના ચિત્રમાં ચોંટયું હતું. તે પૂછવા લાગી, કે પેલી છબી કોની છે? ચિતારાએ કહ્યું, કે હાલશો નહિ તહમારૂં ચિત્ર બગડી જશે. પરંતુ તે છોડી શાંત રહી શકી નહિ. વારંવાર પૂછયા કર્યું કે તે છબી કોની છે? છેવટે તેને જવાબ આપ્યો કે, તે છબી ઇસુખ્રિસ્તની છે. છોડી ત્યાંથી ઘેર ગઇ, એક વાર ભયંકર માંદગીને લીધે મરણ પથારીએ પડી મરતાં મરતાં તેણે તે ચિતારાને બોલાવ્યો ને કહ્યું, કે તહમારા ઘરમાં ટાંગેલા પેલા ચિત્ર દ્વારા હું મરણ પર જય પામી છું. એ શબ્દો બોલતાં તેણે શાંતિથી પ્રાણ મૂક્યો ચિતારો વિચારમાં પડી ગયો કારણકે તેનો નવો જન્મ થયો નહોતો ખ્રિસ્તનું ચિત્ર તેણે દોર્યું હતું પણ તેનું ખરૂં સૌંદર્ય તે જોઇ શકયો ન્હોતો. તેણે બાયબલ ખરીદયું, તેનું બદલાણ થયું, ત્યાર બાદ તેણે ફરીથી ખ્રિસ્ત પ્રભુનું ચિત્ર દોરવાનો વિચાર કર્યો ને પોતાનું પુરૂં મન તેમાં લગાડયું. ચિત્ર દોરીને તેણે નીચે લખ્યું કે, "ત્હારે માટે મેં બધું કર્યું, તેં મારા માટે શું કર્યું"" તે ચિત્રમાં તે ચિતારાએ પોતાનો સાચો અનુભવ રેડયો હતો. તે ચિત્ર દ્વારા મોરેવીયન મીશનેરી સોસાયટીની સ્થાપના થઇ. ત્યારથીજ મીશનેરી સંસ્થા હસ્તીમાં આવી "તેઓનું ધ્યેય આત્માઓ જીત્યા વિના પાછા ફરવું નહિ, એ હતું. તેઓ ઝુંપડાંઓમાં રહ્યા, આંસુઓ સહિત પ્રાર્થનાઓ

કરી" છતાં કંઇ પણ ફળ દેખાયું નહિ. આખરે દેવની પ્રેરણાથી તેઓ એક હિંદુ માણુસને ત્યાં ગયા. લાંબા વર્ષોની પ્રાર્થનાથી ઈ. સ. ૧૭૦૫માં પ્રથમ ખ્રિસ્તી થયો. આખરે તેઓ ઘણાં ઘરડાં થયાં ને એક નાની હોડી લઇને સમુદ્રમાં હંકારીને ગયા, ને પાછા દેખાયા નહિ. આવા કાર્યને પરિણામે ઘણા મિશનેરીઓએ સ્વદેશ છોડયો. ને આ પ્રમાણે ધર્મજાગૃતિ શરૂ થઈ જે વખતે ઈંગ્લાંડ, જબરજસ્ત બળવાની તૈયારીમાં હતો. તે બળવો ફ્રાન્સમાં પણ ફેલાયો. પરંતુ તે સ્થિતિ તરતજ બદલાઈ ગઇ, ને સુવાર્તાના રસ્તા ઉઘાડી ગયા. દેવ કહે છે કે 'મેં ઉઘાડયું છે કોઇ તેને બંધ કરી શકે નહિ" તે અરસામાં દેવે તેના સેવકોને જગતમાં મોકલી દીધા. તે વખતે મંડળીઓ જીવતી હતી. પ્રભુને તેના સંબંધી કંઇ ફરિયાદ નહોતી. પ્રભુ કહે છે કે, "ત્હારા કામ હું જાણું છું. જુઓ ત્હારી આગળ મેં ઉઘાડું બારણું રાખ્યું છે કોઈ તેને બંધ કરી શકતો નથી. તને થોડું બળ છે, તેં મારી વાત માની છે, મ્હારૂં નામ નાકબુલ કીધું નથી." પ્રકટી ૩;૮ "તે સાચા મીશનેરીઓને દેવે જીવતી મંડળીઓના થંભ બનાવ્યા. તેમનાં મહેનતથી ખ્રિસ્તીઓ થયા." ને ખ્રિસ્તી મંડળીની શરૂઆત કરી. અસહ્ય ભારે મુશ્કેલી છતાં તેઓએ પોતાની મહેનત ચાલુ રાખી. ઘણી મુશ્કેલીઓની અંદર તેઓએ પોતાનું કામ કર્યા કર્યું. તેઓના પરિશ્રમને પરિણામે તેઓની પ્રાર્થનાના બળે એવા દિવસો વહી ગયા. આજે આપણે જે જીવન જીવીએ છીએ તે તેઓની મહેનતનું ફળ છે. એમજ જ્યારે જ્યારે આપણે દેવની સુવાર્તા પ્રગટ કરીએ છીએ, ત્યારે આપણે સ્થંભ બનીએ છીએ. જો તમે સુવાર્તા પ્રગટ કરી ન શકો તો પ્રાર્થના તો કરી શકોજ. છતાં પણ આજે આપણી પ્રાર્થનાઓ ગુજરાતની બહાર જતી નથી. તમારો ઉત્સાહ બહાર જઇ શકતો નથી. ઈશ્વરે આંગણે માટે બારણાં ખોલ્યાં છે, તે આપણને બહાર મોકલવા ચાહે છે. ત્હમારાં સારામાં સારાં છોકરાં તેની સેવાને અર્થે અર્પી દો, ત્યારેજ મંડળી વૃદ્ધિ પામશે. ને દેવની વાત વેગે વધશે. કામ ન મળવાને કારણે ઉપદેશક બનો છો; કેવળ પૈસા મેળવવા ઉપદેશક થાઓ છો. પરંતુ હવે સમય આવી ગયો છે, કે દેશી ખ્રિસ્તીઓએ જીવતા દેવને સર્વસ્વ અર્પી દેવું જોઇએ 'સાચા મીશનેરીઓએ વેપાર છોડયા, મિલ્કત અને ઘરબાર છોડયાં; સ્વદેશ છોડયો, આજે આપણામાં તે થઇ શકે છે.

ઇ. સ. ૧૯૧૯માં અસહકારની ચળવળમાં બુરખે રહેનારી સ્ત્રીઓ પણ બહાર નીકળી પડી. તો આપણાથી એ કેમ ન બની શકે? જ્યારે

વધસ્તંભનું ખરૂં દર્શન આપણને થશે, ત્યારેજ આપણે કહી શકીશું કે હે દેવ મારૂં ઘર, મિલ્કત, છોકરાં, સર્વસ્વ ત્હારા મહિમાને માટે આપું છું. પશ્ચિમમાં એમજ બન્યું, તેઓએ પોતાનું સર્વસ્વ અર્પી દીધું, કારણ કે તેઓને વધસ્તંભનું ખરેખરૂં દર્શન થયું હતું. આજે ઘણા હિંદુ, મુસ્લીમો આતુરતાથી જીવનની રોટલી માગે છે. કાલાવાલા કરે છે. પણ આપણે ઉંઘીએ છીએ. આપણાં દૈહિક જીવનોની ચિંતા કરીએ છીએ, આજે આપણામાં હજારોની સંખ્યામાં નર્સો, ડૉકટરો શિક્ષકો છે, પણ ખરા ઉપદેશકો હજુ થયા નથી કારણકે વધસ્તંભનું ખરૂં દર્શન હજી સુધી થયું નથી. આપણું વધ્યું ઘટ્યું એક ભિખારીની માફક આપણે આપણા પ્રભુને આપીએ છીએ જેને નકામું ગણીએ છીએ તે પ્રભુને આપીએ છીએ, પરંતું હવે, વખત આવી પહોંચ્યો છે કે આપણે એમ કહેવું જોઇએ કે હે પ્રભુ હું તારે માટે ખર્ચાઇ જવા માગું છું મારૂં ઘર છોકરાં, સંપત્તિ, નોકરી સર્વસ્વ તને અર્પું છું વગર પગારે તારી પાસે આવું છું. શું આપણામાં આજે કોઇ એવો છે. કે જે કોઇ પોતાનું સર્વસ્વ તજીને પ્રભુને અર્પણ કરે છે. આજે પ્રભુ તે ચાહે છે, ખાતરણાં ઉઘડી ગયાં છે. લોકો કાલાવાલા કરે છે. તમે જવા તૈયાર છો? પ્રભુ તે માગે છે? માબાપો શું ત્હમારાં છોકરાં દેવની સેવામાં આપવા ચાહો છો. જુવાનો ત્હમારી જુવાની તેને આપશો? તેના પરાક્રમ વડે તે સર્વ કરી શકે છે. તેનાથી કંઇપણ પાછું રાખશો નહિ. જુવાનોને વૃદ્ધોને તે બોલાવે છે. તેનો અનુભવ તો કરી જુઓ, શું પરિણામ આવે છે'

હવે સાતમો જમાનો જેમાં આપણે જીવીએ છીએ તે છે. લાઓદીકીયાની મંડળીના દૂતને લખ કે જે આમેન જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી જે દેવની ઉત્પતિમાં અધિકારી તે આ વાત કહે છે પ્રકટી ૩;૧૪

## "જે આમેન જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી"

દરેક સંદેશાની જેમ અહિં પણ દેવ પોતાના અમુક શબ્દો પ્રથમ મૂકે છે, કે જેમાં આખા સંદેશાની ચાવી સમાએલી છે. જે આમેન જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી તે આ વાતો કહે છે

આપણા જમાનામાં વિજ્ઞાને ઘણો મોટો ભાગ ભજવ્યો છે. જેને લીધે ઘણું ભયંકર પરિણામ પણ ઉપજ્યું છે. સાયન્સના આધારે આજે પવિત્ર બાઇબલની ઘણી વાતોને જુઠી પાડવાને વિજ્ઞાની નાસ્તિકોએ

ભગીરથ પ્રયત્નો કર્યાં છે. બાઇબલ પ્રમાણે બનેલી સત્ય ઘટનાઓને તેઓ અશકય માને છે. માનસિક જ્ઞાનવડે જીવતા ઇશ્વરનું અને તેવા વચનોનું પ્રકટીકરણ માણસો પામી શકવાના નથી. જ્યારે દેવના આત્મા વડે તેની સમજુતી કરવામાં આવે છે. ત્યારે કોઇને તેમાં મુશ્કેલી રહેતી નથી. દેવ કહે છે કે "જે આમેન છે, તે આવાતો કહે છે" કોઇ પણ અશકય બાબતને તે શકય કરી શકે છે. બાયબલમાં દર્શાવેલી ઘણી ઘણી બાબતો આજે આપણે પૂરી થતી જોઇએ છીએ તે કહે છે. કે હું વહેલો આવું છું. આમેન છતાં ઘણાં માને છે કે તે પાછો નહિ આવે.

માણસોએ ધાર્યું, કે સાયન્સના બળે અમે જગતને સારૂં બનાવી શકીશું. સારા સારા રસ્તા સારી મોટી પાઠશાળાઓ દવાખાનાં વગેરે બાબતોથી અમે જગતને સારૂં બનાવીશું કારણકે તેઓની પાસે વિવિધ પ્રકારના વજળીક યંત્રો છે કે જેવડે તેઓ એમ કરવા ધારે છે અને એમ બધા સાધનો હોવાથી તેઓ ધારે છે અશકય કંઇ નથી. રોગો ઉપર માણસે જીત મેળવવાનું ધાર્યું, પણ પ્રભુ જે આમેન છે. તે કહે છે કે મારા આત્મા વિના તેઓને શાંતિ નહિ થાય. અમુક રોગોને દૂર કરવાને તેઓએ રસ્તા શોધી કાઢયા, જ્યારે એવા નવા નવા રોગો ઉમન થયા કે જેને તેઓએ અસાધ્ય તરીકે ગણ્યા આજે એવા નવા નવા રોગો ઉત્પન્ન થાય છે કે, જીંદગીમાં એવા રોગો કદી થયા નહોતા. જ્યાં જુઓ ત્યાં તમે દવાની બાટલીઓ ગોળીઓ જોયા કરશો તેજ એની સાબીતી છે કે, માણુસો રોગો ઉપર માણુસો તરીકે જય પામી શકયા નથી. ખોરાક વિષે પણ એમજ છે. ભૂતકાળમાં માણસો અન્ન વગર મરણ પામતા, જ્યારે આજે અનાજ વધી ગયું છે. જે વધારે ખાવાથી મરણ નીપજે છે. ને તેનો નાશ કરવામાં આવે છે. પુન, ૭;૯ માં દેવ કહે છે, કે હું મારા કરારો પુરા કરીશ, જેણે પોતે ઇબ્રાહીમ ઇસ્હાક યાકુબને આપેલા કરારો પુરા કર્યાં, તે કહે છે, કે હું મારા કરારો પુરા કરીશ. બાયબલ કહે છે કે દેવ બોલ્યો ને પૃથ્વી ઉત્પન્ન થઇ. જ્યારે સાયન્સ કહે છે કે વાંદરામાંથી માણુસો થયાં. જોકે સાંભળવું તો રહેલું છે. પણ તે માની શી રીતે શકાય? દરરોજ વિજ્ઞાનીઓ નવું નવું કહે છે. કોનું માનીએ!

તેઓ કંઇ વસ્તુ સારી કરી શકતા નથી. એક બાજી સુધારે જ્યારે બીજી બાજુ બગાડે છે. અને એમ તેઓ અંધકારમાંજ રહે છે. તેઓ

વિજળીનો ઉપયોગ કરે છે. પણ તે શું છે. તે જાણતા નથી. માણસ માણસ તરીકે કદી પણ તેની ઉન્નતિનો પાર પામી શકનાર નથી, માણસો અનેક બાબતો બતાવે છે, જ્યારે બાઇબલ એકજ વસ્તુ બતાવે છે. બાઇબિલનો નાશ કરવાને તેમાંના સત્ય વચનો નાબુદ કરવાને ભગીરથ પ્રયત્નો થઈ ચૂક્યા છે, છતાં કોઈ તેનો નાશ કરી શક્યું નથી. આજે આખી દુનીયામાં સૌથી વધારે વેચાણ તે બાયબલનું છે.

આજે આપણી પાસે દેવળો, સ્કૂલો હાઇસ્કુલો, નાણાં હોવાને લીધે પોતાને અભિમાની કરીએ છીએ, ને ધનવાન સમજીએ છીએ. પણ દેવ કહે છે. કે તારી પાસે કશુંજ નથી તું નાગો છે જરૂર આપણે નાગા છીએ. વધુ પડતી કેળવણીએ અને સંસ્કૃતિએ આપણને નાગા કર્યા છે. કેનેડાની અંદર છછ મહિના લગી સખત ઠંડી અને બરફ પડયા કરે છે. છતાં બૈરાંઓ ફેશનના મોહથી મોજાં પહેરતાં નથી. સખત ઠંડી સહન કરે છે. પણ એવી ખોટી ફેશનો છોડતા નથી, વળી આજકાલ ટુંકા ફ્રોક પહેરવા એ પણ એક ફેશન બની ગઇ છે. બૈરાંઓએ વાળ ટુંકા રાખવા, એ પણ ફેશન બની ગઇ છે. આમાંનું કંઈપણ માણસો પોતાથી કરતા નથી બીજાની દેખાદેખીથી તે વધતું જાય છે. તેથીજ માણસો નાગા છે. જે વસ્ત્રો નમ્રતા ઢાંકવા માટે છે, તેનાથીજ નમ્રતા ઉઘાડી થાય છે જે જ્ઞાન વડે આશીર્વાદ મળે, તેનાથીજ આજે વિનાશ થઇ રહ્યા છે, જે વિજ્ઞાનથી નવી નવી શોધખોળો થઇ, તેજ વિજ્ઞાન આજે સારીએ માણસજાતનો સંહાર કરી રહ્યું છે. જગિક જ્ઞાન વડે પોતાને ધનવાન કરવા ધાર્યા પણ દયાહિન ગરીબ બની ગયાં. દેવ કહે છે કે જગીક ધન કરતાં તમે મારી પાસેથી સોનું (જીવતો વિશ્વાસ) લો. સોનું તે જીવતો વિશ્વાસ છે, તેની કસોટી બાદ અનંત સામગ્રી મળે છે. આપણે સુંદર દેખાવા જગિક વાંનાનાં ઉપયોગ કરીએ છીએ, પણ ધાર્યા કરતાં ઉલટું પરિણામ આવે છે, ને અંતે દુઃખી થઇએ છીએ, દેવ કહે છે કે, જગિક ધન કરતાં તમે મારી પાસેથી સોનું વેચાતું લો. વસ્ત્રોને બદલે દેવની શુદ્ધતા લો. કે જે શુદ્ધતા વડે તમે સુંદર દેખાઓ. આ દુનીયાની ફેશનના પોષાકો અને રંગબેરંગી વસ્ત્રોની આપણને જરૂર નથી. દેવ શુદ્ધ વસ્ત્રો ખરીદવાનું કહે છે. શુદ્ધ આંખો અને શુદ્ધ ચ્હેરો એમાંજ ખરી સૌંદર્યતા ને શુદ્ધતા સમાએલી છે.

દેવ કહે છે, કે તમોને જ્ઞાનની ભૂખ લાગવી જોઇએ, દૈવી જ્ઞાનની જીજ્ઞાસા તમારામાં હોવી જોઇએ. આપણી પાસે ગમે તેટલું જ્ઞાન હોય,

પુસ્તકો હોય, પણ જો દુઃખી છીએ તો તેથી શો લાભ. સાચું જ્ઞાન તો દેવથી મળે છે. જ્યારે તે આપણી આંખો ઉઘાડશે, ત્યારેજ તે જોઇ શકીશું બાયબલની સાચી સમજણ અને ઇશ્વરની યોજના કેવળ તે જ્ઞાનથીજ સમજી શકીશું આ જગતના લોકો દૈહિક બાબતો, વસ્ત્રો, ને જ્ઞાનથી અભિમાની બને છે. આપણે દેવના લોક તરીકે તેમની સામે લડવું પડશે. દેવ કહે છે કે જે જીતે છે તેને હું મારા રાજ્યાસન ઉપર બેસવા દઇશ. છેલ્લો જમાનાનો અનુભવ તે જયવાન જીવન છે. સંપૂર્ણ જય ત્યાં સમાએલો છે. અને જ્યારે આપણે જય પામીએ છીએ, ત્યારે નીચેનાં પાંચ મુગટો (એટલે જીવનનો મુગટ, અવિનાશી પણાનો મુગટ; ન્યાયીપણાનો મુગટ, મહિમાનો મુગટ; અને ઉલ્લાસનો મુગટ) લેવાને તૈયાર થઇ શકીશું.

આ સાત સંદેશા તે સાત જમાના બતાવે છે. તે સાત પ્રકારના અનુભવ છે. પાંચ મુગટો લેવાને માટે તે આપણને આ સાતેસાત અનુભવોમાંથી પસાર કરે છે.

(૧) પહેલો અનુભવ તે સાચા પ્રેમનો અનુભવ છે. પ્રકટી. ૨; ૪ યહુદીઓ પોતાને કંઇક ચઢિયાતા માનતા હતા. પોતાના જ્ઞાનથી તેઓ ફુલાતા હતા. બીજાઓની સાથે ખાતા નહોતા. એજ કારણને લીધે પીતરને ઠપકો આપ્યો છે. એટલા માટે દેવ પોતાનો સાચો પ્રેમ બતાવે છે. ઇશ્વરની આગળ બધા સરખા છે, કોઇપણ જાતનો ભેદભાવ કે તફાવતને દેવની હજુરમાં સ્થાન નથી. દેવે આપણને તેનો સાચો પ્રેમ શીખવ્યો છે. અને એ અનુભવમાંથી પસાર કરવા માગે છે.

(૨) બીજો જમાનો તે શહીદોનો જમાનો છે. અને તે તો દુઃખ સહનનો અનુભવ છે દરેક મંડળીમાં એવા શહીદો હોવા જોઇએ. દુઃખ સહ્યા વિના પ્રગતિ નથી ખ્રિસ્તીઓ તરીકે દુઃખ સહેવુંજ પડશે. ૨ જો તીમો. ૩; ૧૨.

(૩) ત્રીજો જમાનો એ છે કે, જે વખતે દેવની મંડળીએ જગત સાથે સંબંધ રાખ્યો. આંતરકોમી લગ્ન સંબંધ, અને ભેદભાવ એ બે મોટાં પાપે જગત, દેવની મંડળીમાં ઘુસી ગયું. પણ જેઓ ખરા વિશ્વાસ કરનારા તેઓની સામે લડયા, તેઓને દેવે આકાશી માનાથી પોષ્યા. એ અનુભવમાં દેવ આપણને લાવવા માગે છે. આજકાલ ઘણાં પાળકો આગેવાનો એ મહાન પાપોની સામે લડી શકતા નથી. કારણકે તેઓની જીભ સીવી લીધેલી ને તેમના હાથપગ બંધાએલા છે.

(૪) હવે ચોથો જમાનો તે એ છે કે, જે વખતે રોમન કેથલીક ચર્ચનો જન્મ થયો. તે વખતે બે મહાન હુમલા કરવામાં આવ્યા. ૧. પવિત્ર આત્માનો અનાદર. ૨. વધસ્તંભના ખરા કાર્યને અસ્થાન. નકામી વસ્તુઓની પૂજા કરવા લાગ્યા. ને વધસ્તંભના ખરા કાર્યને ભૂલી જવામાં આવ્યું, વધસ્તંભની પૂજા કરવા લાગ્યા. આ ખોટા શિક્ષણની પાછળ તેઓને લડવું પડયું. વધસ્તંભનો સાચો અનુભવ એ છે કે, આપણું સર્વસ્વ મરી જવું જોઇએ.

(૫) પાંચમો જમાનો એ છે કે તેઓએ પોપ સાથેનો પોતાનો સંબંધ તોડી નાખ્યો. આ જમાનો પવિત્ર આત્માનો સાચો અનુભવ અત વે છે, તેઓએ પોતાનો સંબંધ તોડી નાખ્યો. છતાં કેટલીક એવી બાબતો રહી ગઇ, કે જેવી દેવ કહે છે તું નામનો જીવે છે. તે વખતે મિશનવાદ–વાડાભેદ ઉભો થયો પરંતુ દેવ કહે છે, સાત તારા મારા એકજ હાથની હથેલીમાં છે. જેમ ઉંચી જગાએ ચઢવાથી બધું સરખું દેખાય છે, તેમ જેમ જેમ ખ્રિસ્તી અનુભવોમાં ઉંચા જઇએ છીએ, ત્યારે એકતા કે સરખાપણું આવે છે.

(૬) હવે છઠ્ઠો જમાનો તે મિશનેરી જમાનો છે. દેવ કહે છે કે, "મેં જે ઉઘાડયું તેને કોઈ બંધ કરી શકશે નહિ." તે વખતે સુવાર્તાના દરવાજા ઉઘડી ગયા. કેવળ પોતાના માટેજ સંતોષી, અને બીજા મરતા આત્માઓ માટે જે લાગણી નહોતી, તે આ વખતે પેદા થઈ, હજારોની સંખ્યામાં તેઓ દેશોદેશ, આખી દુનીયામાં પ્રસર્યા; ને દેવની વાત ફેલાવવામાં આવી.

(૭) હવે સાતમો જમાનો કે જેમાં આપણે જીવીએ છીએ, માણસો જગિક જ્ઞાન, નાણાં, સાયન્સના બળે અભિમાની થયા છે. ને પરિણામ ખુબ દયાજનક આવે છે. ત્યારે દેવ કહે છે "મારી પાસેથી સોનું (જીવતો વિશ્વાસ) દેવની ખરી શુદ્ધતારૂપી વસ્ત્રો લો, કે જેથી ખરી સૌંદર્યતાને શુદ્ધતા પામી શકો."

હવે આ તે દેવના સાત સંદેશા, તે સાત જમાના અને સાત પ્રકારના અનુભવ બતાવે છે, કે જેમાં થઇને તે આપણને પસાર કરવા ચાહે છે.

હવે જે પાંચ મુગટ તે આપણને આપવા ચાહે છે. તે મુગટો મેળવવાને આપણે તૈયાર થઇએ. તે માટે તે ઉપરના સાત અનુભવોમાંથી આપણને પસાર કરવા માગે છે. તે પાંચ મુગટો નીચે પ્રમાણે છે.

(૧) "જીવનનો મુગટ":—યાકુબ. ૧; ૧૨. જેઓ પ્રભુ પર પ્રેમ કરે છે, તેઓને તે આપવાનું વચન આપે છે. આપણા ઉપર આવતા પરીક્ષણો અને સતાવણીઓમાં સ્થિર રહી, જો તેના પ્રેમનો ત્યાગ ના કરીએ તો તે મુગટ આપણને મળે છે.

(૨) "અવિનાશીપણાનો મુગટ":-૧લો કરીં ૯;૨૫. હરિફાઇમાં સફળ થવા માટે જેમ સ્વદમન કરવું પડે છે, તેમ ખ્રિસ્તીઓ તરીકે દેવને ન પસંદ પડતી ઘણી બાબતોનો ત્યાગ કરવા માટે સ્વદમન કરવું પડશે. પાઉલ કહે છે કે, અવિનાશી મુગટની હરિફાઇમાં ઉતર્યા છો. તો સઘળી બાબતોમાં સ્વદમન કરવું પડશે. દુનિયાની ઘણી ઘણી બાબતો જે છોડતાં આપણને નિરાશ થવું પડે પણ જો અલ્પ દૈહિક સુખને માટે આપણે પોતાનો નકાર ન કરીએ, તો તે મુગટ આપણે મેળવી શકતા નથી, તે મુગટ લેવાને સ્વદમન કરવુંજ પડશે.

(૩) "ન્યાયીપણાનો મુગટ":—૨તીમો. ૪;૮. પાઉલ કહે છે કે "હું સારી લડાઇ લડયો છું. મેં દોડ પુરી કીધી છે. મેં વિશ્વાસ રાખ્યો છે. અને હવે મારે સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મુકેલો છે." પાઉલ કહે છે કે "મને ઘણું દુ:ખ દેવામાં આવ્યું, સતાવણીઓમાં થઇને પસાર થયો, પણ મારી નજર તે મુગટ તરફ હતી, ખ્રિસ્તીઓ તરીકે અનેક પરીક્ષણ તમારા ઉપર આવશે, કદાચ ખાવાના અને પાણીના પણ સાંસા પડશે. ખ્રિસ્તીપણું છુપાવવાના પ્રસંગોમાં તમે મુકાવ, જગતના લોકો ધિક્કાર કરે, તે વખતે તેની સાક્ષી આપવાની છે, અને તેના ઉપર વિશ્વાસ રાખવાનો છે, તમારી નજર તે મુગટ સામે રાખો. વારંવાર ઇશ્વરની સ્તુતિ કરતાં તમે હિન્દુઓથી શરમાઓ છો. હિન્દુઓમાં ખ્રિસ્તી તરીકે પ્રગટ થતાં શરમાઓ છો. જીવનની ઘણી ઘણી બાબતોમાં ખ્રિસ્તનો નકાર કરવાના પ્રસંગો બને છે, પણ તે વખતે તમારી નજર તે મુગટ તરફ રાખજો. ખ્રિસ્તની સાક્ષી પુરતાં તમારી હિંમત હારશો નહિ.

(૪) "મહિમાનો ન ચીમળાનાર મુગટ":—૧ પીતર ૫; ૪. જેઓ ખ્રિસ્તના ટોળાનું પ્રતિપાલન કરે છે, ઇશ્વરના છોકરાંને ખવડાવે છે. તેઓને આ મુગટ મળે છે, આજે આપણે કેવળ આપણાં બાળકોનેજ યાદ કરીએ છીએ, ને પડોશીઓનાં બાળકોને ભૂલી જઇએ છીએ જેમ કુટુંબની અંદર સૌથી નાના બાળકને વધુ પ્રેમથી ઉછેરવામાં આવે છે. તેજ પ્રમાણે આપણા પાડોશીના છોકરાં અને આપણી સા. શા. ના

છોકરાંઓ માટે ચિન્તા કરવાની છે. ઘણીવાર પાડોશીના છોકરાંને પાપમાં જોઇને આપણી લાગણી દુ;ખાતી નથી, તેમના માટે પ્રાર્થના કરવાને બદલે નિંદા અને ખોટી વાતો ફેલાવીએ છીએ. ઘણીવાર આંખ આડા કાન કરીએ છીએ. બીજાઓ માટે પ્રાર્થના કરવાનો બોજો તમારા પર નથી. દૈહિક બાબતો સંબંધી ચિંતા કરો છો, અને આત્મિક બાબતો જતી કરો છો. નામ દઇને બીજાઓ માટે પ્રાર્થના કરો કે બીજાઓ તમારી પ્રાર્થનાથી બચી જાય. તમારા પાડોશીનાં છોકરાંઓ પ્રત્યે સહાનુભૂતી બતાવો, બીજાઓને પાપમાં જોઇને તમે રડો–આંસુઓ સાથે પ્રાર્થના કરો. ઘણીવાર આપણે પાપને ધિક્કારીએ છીએ. પણ પાપી માણસને ચાહીએ છીએ.

**(૫) ઉલ્લાસનો મુગટ:**—૧ થેસ્સા. ૨;૧૯. જેઓ પ્રભુની ખાતર આત્માઓ જીતે છે તેઓને આ મુગટ મળે છે. પ્રભુ કહે છે કે, મારા નામમાં તમે જે આત્માઓ જીતશો, તે બદલ આ મુગટ મળશે. "સુજ્ઞો અંતરિક્ષના પ્રકાશની માફક, અને ઘણાંઓને નેકીમાં વાળી લાવનારા, સદા–સર્વકાળ સુધી તારાઓની માફક પ્રકાશશે " જેઓ આપણી પ્રાર્થનાથી બચી જાય છે, તેઓ આપણા મુગટમાં તારાની માફક પ્રકાશશે. જેવી રીતે એક રોટલી બનાવવાને પ્રથમ વાવેતર પછી કાપણી, સાફ કરવું, દળવું ને આખરે રોટલી તૈયાર થાય છે. એજ રીતે વસ્ત્રો પણ તૈયાર કરવામાં આવે છે. કે જેમાં ઘણાં માણસો કામે લાગે છે. એજ પ્રમાણે એક આત્મા બચાવવાને ઘણાં જીવનો કામે લાગેલાં છે. એક વખતે એક બહેરી બાઇ દેવળમાં જતી હતી. તેને પૂછ્યું, તમે સાંભળતાં નથી, તો શામાટે દેવળમાં જાઓ છો ? તેણે કહ્યું કે, "હું કદાચ સાંભળી ના શકું પણ પ્રાર્થના તો કરી શકું છું." જરૂર તમારી પ્રાર્થનાઓથી આત્માઓ બચી જશે. જ્યારે તમારા જીવનો બીજાને માટે ખર્ચાઇ જશે. ત્યારેજ એ પરિણામ આવશે કદાચ આપણી પ્રાર્થનાઓનું ફળ આ દુનિયામાં નહિ જોઇએ, પણ જ્યારે તે ફળ સ્વર્ગમાં જોઇશું ત્યારે આપણા આનંદનો પાર રહેશે નહિ.

ખ્રિસ્તી તરીકે ખ્રિસ્તના નામ પર વિશ્વાસ કરનારને આ પાંચ મુગટ આપવામાં આવશે. ને તે સ્વર્ગમાંનો આપણો બદલો છે. આ પાંચ મુગટ લેવાને આપણે તૈયાર થઇએ તે માટે તે આપણને સાત અનુભવોમાંથી પસાર કરવા માગે છે.

## "તમારે નવો જન્મ પામવો જોઇએ" યોહા. ૩;૭.

એક ઉપદેશક હંમેશાં આ વાકય ઉપર જ ઉપદેશ કર્યા કરતા હતા, કે "તમારે નવો જન્મ પામવો જોઇએ" તે બોલતા, તે કદી થાકતા નહિ. એક વિદ્વાને તેમને પૂછ્યું કે હંમેશાં તમે એ બોધ શા માટે કર્યાં કરો છો? ઉપદેશકે કહ્યું "તમારે નવો જન્મ પામવો જોઇએ" તે વિદ્વાનનો નવો જન્મ થયો નહોતો. જે માણસો નવો જન્મ પામ્યા છે. તેઓ કદી થાકતા નથી. ફરી એક જાપાનીસે તેમને પ્રશ્ન કર્યો, કે એકનીએક જ વાત બોલ્યા કરવાથી તમે થાકતા નથી? ઉપદેશકે જવાબ આપ્યો હું તમને પૂછું તેનો જવાબ મને પહેલાં આપો. "આજે તમે શું ખાધું?" જાપાનીસે જવાબ આપ્યો ભાત. કાલે શું ખાશો? 'ભાત' પરમદિવસે શું ખાશો? ભાત. મહીના પહેલાં તમે શું ખાધું હતું? ભાત, જો હંમેશાં ભાતને ભાત જ ખાયા કરવાથી તમે થાકતા નથા તો હું કેમ થાકી જાઉં?"

માટે જેઓ નવો જન્મ પામ્યા નથી, તેઓ થાકી જાય છે. તમે ગમે તેવા હો, ગમે તે કુટુંબના હો, પણ જન્મથી કોઇ માણસ ખ્રિસ્તી નથી, એક વખતે એક ઉપદેશકે, જેઓ નવા જન્મની આશા રાખતા હતા, તેઓને ઉભા કર્યા. પણ એક માણસ ઉભો થયો નહિ. તેને ત્યાં બેસી રહેવામાં ચેન પડયું નહિ. એવામાં એક બાર વરસની નાની છોકરી તેની પાસે ગઇ ને પૂછ્યું 'તમારે નવો જન્મ પામવો છે'? તેણે કહ્યું હું એક પ્રોફેસર છું. નવા કરારના વાકયો મેં મુખપાઠ કરેલાં છે. અને એ રીતે હું તૈયાર થઇ ગયો છું. નાની છોકરીએ કહ્યું, ઇશ્વર તમારા જેવા પ્રોફેસરને પણ બચાવી શકે છે. તમે ગમે તેવા હો નાના તથા મોટા ધનવાન તથા ગરીબ, કાળા કે ગોરા તમારે નવો જન્મ પામવો જ જોઇએ. સ્વર્ગમાં દાખલ થવાનો તે પરવાનો છે. તે દરેકને સ્વર્ગે લઈ જનાર છે. માટે નવા જન્મનો અનુભવ મળવો જ જોઇએ. નવો જન્મ પામ્યા વગરનો માણસ પશુ સમાન છે. કારણકે તેના વગર ઇશ્વરની વાતો સમજી શકાતી નથી.

એક વખતે એક ભંગી માણસ હતો, તે ઘણો મૂર્ખ હતો, અરે હદ વિનાનો તે મૂર્ખો હતો. ઘણી ઘણી વાતો તેને સમજાવવા યત્ન કર્યા પણ સર્વ નિષ્ફળ. એક દિવસ બીજા માણસ સાથે હું નવા જન્મની વાત કરતો હતો. તરત જ જેને હું મૂર્ખ કહેતો હતો તે બોલી ઉઠયો, મારો નવો જન્મ થયો છે. તેણે કહ્યું કે મારી અંદર એવું કંઇક

આવ્યું છે, તેનો ચ્હેરો પ્રકાશિત હતો, તે તેના નવા જન્મની સાક્ષી આપતો હતો. એક વખતે તે બજારમાં સુવાર્તા વેચવા ગયો. એક મુસલમાને તેને પ્રાર્થના કરતો જોયો, તેણે કહ્યું, તમે કેવી રીતે ખ્રિસ્તી થયા? તેણે કહ્યું પહેલાં હું ગધેડો હતો. જેમના હૃદયમાં ખ્રિસ્તનો વાસો નથી તેઓ ગધેડા છે. મુસલમાન તપી ગયો તેણે કહ્યું, શું? તું મને પણ ગધેડો કહે છે? તેણે કહ્યું ના, ના, હું તને કહેતો નથી. મારી દશા એવી હતી. હું પ્રથમ પૂર્ણ મૂર્ખ અને અંધકારમાં હતો. પણ આજે જીવનના અજવાળામાં છું. આખરે મુસલમાને સુવાર્તા વેચાતી લીધી. "જો તમારો નવો જન્મ થયો નથી, તો તમે ગધેડા છો. કદાચ તમો પોતાનું ભણતર કે તમારી ડીગ્રીઓ બતાવશો, તો તમો ડીગ્રીવાળા ગધેડા છો. જ્યાંસુધી તમારામાં ખ્રિસ્ત નથી અને જ્યાંસુધી તમે નવો જન્મ પામ્યા નથી ત્યાંસુધી." તમારે નવો જન્મ પામવો જોઇએ, કારણકે તે વગર કોઈ દેવને જોઇ શકતોજ નથી, "સંપૂર્ણ બદલાણ તે તો નવો જન્મ" છે.

મુંબઇની અંદર કેટલોક ભાગ એવો છે, જ્યાં પ્રથમ દરિયો હતો. પરંતુ તેને માટે ભારે કિંમત ખરચીને, તેજ જગાને જમીનના રૂપમાં ફેરવી દીધી છે. અત્યારે એવો ખ્યાલ પણ ન આવે કે અહીં ભૂતકાળમાં દરિયો હશે? તેતો બદલાણ કહેવાય. એજ પ્રમાણે જ્યારે ખ્રિસ્ત આપણામાં આવે ત્યારે એવું જ બદલાણ થવું જોઇએ. ધારો કે એક પત્થર છે તેનું ફૂલ બનાવવું છે. તેને નિશાળમાં મુકો. પ્રોફેસર પાસે લઇ જાઓ, કોઈ પેઇન્ટર પાસે લઈ જાઓ, પણ તે બદલાશે નહિ, તે તો પત્થર તે પત્થરજ રહેવાનો. કદાચ તેને ઝાડ સાથે બાંધો પણ તે ફૂલ થશે નહિ. કારણકે તેનામાં જીવન નથી એજ પ્રમાણે જો નવો જન્મ પામવા માટે માણસ પોતે પોતાનો પ્રયત્ન કરે તો તે નિષ્ફળ જશે, તેના સર્વ પ્રયત્નો વ્યર્થ જશે, કારણકે તે મુએલું છે. ગમે તેવી પ્રખ્યાત કોલેજો કે હાઇસ્કુલોમાં તેને મુકો, ત્યાં તે મળી શકશે નહિ. "નિશાળો કે કોલેજોની મારફતે અનંતજીવન આવતું નથી.

હવે તમે પેલા પત્થરને ભાંગીને ભુકો કરી નાખો. ને તે ભુકો માટીમાં ભેળવી દો. પેલા ભુકામાં રહેલાં કેટલાંક તત્વોને છોડના મુળીઆં પોતામાં ચુસી લેશે. ને આખરે તે ભુકામાં (કે જે પત્થરનો ભૂક્કો કર્યો) રહેલાં તત્વો અમુક મુદતે સુંદર ફૂલમાં ફેરવાઇ જશે, મતલબ કે જો

પત્થરનો ભુકો કરવામાં આવે, ને તેને માટીમાં મેળવવામાં આવે તોજ તે પત્થરમાં રહેલાં તત્વો ફુલ રૂપે બની શકે.

એજ પ્રમાણે માણસ પોતાનું અભિમાન નાખી દે, અને દેવની સમક્ષ પોતાને ભુકો કરી નાખે, તો જ નવો જન્મ થઇ શકે. આ દુનિયાના ધન, બળ, ડહાપણ વડે તે પ્રાપ્ત કરી શકતો નથી. જેઓનો નવો જન્મ થયો નથી તેવા બેદરકારીમાં રહેશો નહિ.

બાળકોનો દૈહિક જન્મ કેવી રીતે થાય છે? તો પછી નવા જન્મની ધીરજ કેમ રાખીને બેસી રહો છો કે આજે થોડો થશે, કાલે થોડો થશે. અને એમ પુરો થશે. એમ કેમ કહી શકતા નથી ? કે મારો નવો જન્મ થયો છે.

શું, રદી ફુલ જનાવર બની શકે? હા એક રીતે બની શકે, તે ફુલને જનાવર ખાઇ જાય. અને ફુલના તત્વો અમુક મુદતે પાચન શક્તિના બળે જનાવરમાં ફેરવાઇ જઇ શકે, અને એ રીતે પેલું ફુલ જનાવર બની જાય. એમજ જ્યારે દેવ આપણામાં આવશે, ત્યારે જ નવો જન્મ પામીશું, અને ઉપરનો સ્વર્ગીય સ્વભાવ આપણી અંદર આવશે. કેવી રીતે નવો જન્મ થયો તે જોવાનું આપણું કામ નથી.

જ્યારે બાળકોનો જન્મ થાય છે, ત્યારે તમે કાંઈ પુસ્તકો વાંચવા બેસતા નથી કે ડોકટરો કાંઇ પુસ્તકો આપતા નથી, કે તમો જાણી શકો કે બાળક કેવી રીતે જન્મ પામ્યું. પણ તમે તો કેવળ બાળકના જન્મથી બાળકને જોવાથી જ આનંદથી ભરાઇ જાઓ છો. તે વખતે તેનો જન્મ કેવી રીતે થયો એનો અભ્યાસ કરવાનું આપણું કામ નથી. કેવળ તેના આવવાથી જ આનંદ કરો છો.

એમજ જેઓ નવો જન્મ પામ્યા નથી. તેઓ તેના સંબંધી વાતો કરવામાં સમય બગાડે છે. પરંતુ જેઓ નવો જન્મ પામ્યા છે, તેઓ કહે છે કે "હું આંધળો હતો, ને દેખતો થયો છું" હમણાં મારામાં નવું જીવન આવ્યું છે, તમારે "નવો જન્મ પામવો" એ ઇશ્વરના આત્માનું કામ છે." તે તો દેવનું કામ છે. ભાષણોદ્વારા એ નહિ બની શકે.

એક વખતે કેનેડામાં હું સભા ચલાવતો હતો. એક દારૂડીઓ માણસ અમારી સભામાં આવ્યો. ને છેલ્લી બેઠક પર બેઠો. તેની

આંખો પરથી સાફ જણાતું હતું, કે તે પીધેલો છે. ત્યાં બેસીને તે જોડે બેઠેલાની મશ્કરીઓ કરવા લાગ્યો. થોડી વાર પછી આગળ આવ્યો ને બોલ્યો, સાહેબ! મારે ઈસુને જોવો છે. મેં કહ્યું, ભાઇ તમારે ઇસુને જોવો છે? તો તે તમને મળશે. ઘુંટણીએ પરો, તે ઘુંટણીએ પડયો. અમે ઉપદેશ બંધ કર્યો, ને બધા ઘુંટણીએ પડયા. અને દેવને વિનંતિ કરી. કે દેવ આ ભાઇને તું તારૂં પ્રકટીકરણ બતાવ. થોડી વાર પછી તે ઉઠયો; ને કંઈક સાંભળવા વિનતિ કરી. ફરી ઉપદેશ કર્યો ફરીથી તે ઘુંટણીએ પડયો. ભાષણ પુરૂં થયું, હું તેની પાસે ગયો ને કહ્યું, કે ભાઇ પ્રભુ તમોને ચાહે છે. તેણે કહ્યું, હું કેવો મોટો પાપી છું. કેવી રીતે માની શકું, કે દેવ મને ચાહે છે? મેં કહ્યું, હું તમારા કરતાં પણ મોટો પાપી હતો. મારી સાક્ષી છે, કે મોટા પાપીને પણ તે ચાવી શકે છે. છતાં દેવ તેને ચાહે છે, એમ માનવું તેને ઘણું જ મુશ્કેલ લાગ્યું તેણે કહ્યું. આખી દુનિયામાં એક જ એવી વ્યક્તિ છે, જે મને ચાહે છે. તે તો મારી 'મા' છે, તે મારી પર કાગળ લખે છે. જોકે હું કદી લખતો નથી. છતાં આ કાગળમાંના તેના શબ્દો વડે હું જાણું છું, કે તે મને ચાહે છે. મેં કહ્યું ભાઇ મારૂં હૃદય મને કહે છે. કે તે મને ચાહે છે. જુવાનીમાં હું પાપી જીવન જીવ્યો, પણ આજે તેની પાસે આવ્યો છું. ત્યારબાદ અમે ગીત ગાયું.

ઓ સુખી દીન, કર્યો જ્યારે તારનાર કેરો મેં અંગીકાર.

તેણે કહ્યું શા માટે હું દસ વરસનો હતો. ત્યારે મારી માએ મને આ ગીત શીખવ્યું હતું? આજે મારી મા મને યાદ આવે છે તેનો મધુર અવાજ મારા કાનોમાં સંભળાય છે.

"માતાઓ તમારાં બાળકોને શીખવેલું અવર્થા જતું નથી," આખરે તે રડવા લાગ્યો, ને મધરાત લગી અમે ઘુંટણે પડી પ્રાર્થના કરીને આનંદ કરતા ઊઠયા. જ્યારે તે પ્રથમ દેવળમાં આવ્યો, ત્યારે તેની આંખો દુઃખી ખરાબ અને વાસનાથી ભરપુર હતી. પણ હવે તો તેનો ચ્હેરો બદલાઇ ગયો. તે પ્રકાશીત બન્યો.

શું આજે દેવળમાં જતાં તમારી આંખો વાસનાઓથી ભરેલી હોય છે? તમારા ચ્હેરા શું બતાવે છે? જો એમ છે તો "તમારે નવો જન્મ પામવો જોઇએ" બીજે અઠવાડીએ તે આવ્યો નહિ. મેં ખબર કાઢી તો તેણે કહ્યું. લોકો મારી મશ્કરી કરે, ઠઠ્ઠા કરે, એ બીકથી હું આવ્યો નહિ.

મેં કહ્યું આપણે બધાજ પાપી છીએ, કોણ એવો પાપ વિનાનો છે કે જે મશ્કરી કરી શકે? ત્યારબાદ તેણે નિયમિત આવવાનું શરૂ કર્યું.

આતો પુરેપુરૂં બદલાણ કહેવાય. ગમે તેવો ખુની, ચોર, બદમાસ કૃપા વડે એક પળમાં બદલાણ પામી શકે છે. કૃપાનો ઇશ્વર તે કરી શકે છે.

'દેવનું, હૃદયની અંદર આવવું, તે નવો જન્મ છે, ને ત્યારે તમે તેના ને તે તમારો થાય છે. ધારો કે કદાચ તમને કોઇ પૂછે, કે તમારો બાપ કોણ? એના જવાબ માટે રાહ જોવી પડશે નહિ, તેજ પ્રમાણે કોઇ પૂછે કે તમારો નવો જન્મ થયો છે? જો થયો હોય તો તરતજ તમે કહી શકો કે હા. કેવળ તેની કૃપા વડે મારો નવો જન્મ થયો છે કદાચ તમે પાછા પડી ગયા હો!

કોઇ સ્વચ્છ ઘેટું કદાચ મેલું થઈ જાય, પણ તે ઘેટું મટીને ગધેડું બનશે નહિ.

પ્રભુ દેવ, આપણે લાયક નથી છતાં આપણને ચાહે છે.

એક ગરીબ વિધવા બાઈ હતી તેને એકની એક દીકરી હતી. ભણાવી શકાય એવી સ્થિતિ નહોતી, છતાં મહા મુસ્કેલીએ તેને ભણાવી. ભણી ગણીને તે નર્સ બની. થોડા સમય બાદ બહારની દુનીયાનો પવન તેને લાગ્યો. જે માતાએ મજુરી કરીને, ભૂખે પેટે રહીને, તેને ભણાવી મોટી કરી, તેજ માતાને હવે તેણે જુના વિચારની કહી, તેણીને તરછોડવાનો વિચાર કર્યો, સીનેમામાં જવું, જુવાન મિત્રો કરવા અને એમ જેને પાપ કહીએ તે તેને વ્હાલાં લાગ્યાં. માતાએ આંસુ સાથે કહ્યું, દીકરી આ બધા પાપ છે, કે જે તું સમજતી નથી તારી ખાતર હું હવે આ કહું છું. તેણીએ કહ્યું, હવે તો તું ઘરડી થઈ, હું બધું સમજુ છું, ને બધું કરી શકું છું એમ કહી તે ઘર છોડી ચાલી ગઇ.

બીચારી માતાએ જેના ભરોસે પોતાનું જીવન ટકાવી રાખ્યું હતું તે છોકરી નાસી ગઇ. તે આંસુ સારવા લાગી, રૂદનની અંદર તેના દિવસો પસાર થતા. દીકરી પાછી આવવાની વાટ જોતાં તેની રાત્રીઓ જતી. તેણે હંમેશના માટે તેનું બારણું ઉઘાડું રાખ્યું, ને આંસુઓ સાથે ઘુંટણીએ પડીને દેવની આગળ આજીજી કર્યાં કરતી હતી. કે દેવ તેની દીકરીને નાશથી બચાવી પસ્તાવિક મન આપે.

તે છોકરી બહાર જતી રહી, યોગ્ય નોકરી પણ મળી ગઇ. યોગ્ય મિત્રો કરી લીધા. જીવતા દેવની તેને જરાં પણ પડી નહોતી. પોતાની

માતાને તેણે યાદ કરી નહિ. કદી કાગળ પણ લખ્યો નહિ. બે વરસ લગી તેણે પોતાનું જીવન એટલું ભ્રષ્ટ ને પાપી બનાવી દીધું, તેના સર્વ નાણાંને બરબાદ કરી નાખ્યાં, છેવટે તે સખત માંદી પડી. ને ક્ષયનું દરદ તેને લાગુ થયું. જુવાનીના તેના મિત્રો તેને ત્યાં આવતા બંધ થયા. તેના દુષ્ટાઇથી ભેગા કરેલાં નાણાંનો અંત આવ્યો. જુવાનીના મોજશોખ ચાલ્યા ગયા. જગતનાં અલ્પ સુખાનંદ ઉડી ગયાં. ને એકલી પડી, ખાટલામાં હા, મરણ પથારીએ પોતાનું જીવન વિચારી આંસુ સારવા લાગી. તેણે તેના જાની મિત્રોને યાદ કર્યા, પણ દર્શન દુર્લભ. આખરે તેને તેની મા યાદ આવી, પણ તેની પાસે જવાની તેની હિંમત ચાલી નહિ, આખરે તે ઊભી થઇ, માતાના ઘર ભણી ચાલવા માંડયું. રાતે રખડતી રખડતી તે ઘેર આવી પહોંચી, વરંડામાં આવી ઊભી રહી. જો કે બારણું ઉઘાડું હતું, છતાં અંદર જવાની હિંમત ચાલી નહિ. અશક્તિના કારણે હાંફવા લાગી, દુર્દશાને કારણે રડવા લાગી, તેનું હૃદય ભાંગી ગયું. માતાના વેણ યાદ આવ્યા, અંદર ડોકીયું કર્યું, તો બિચારી ઘરડી માતા તેની દીકરીને માટે ઘુંટણીએ પડીને દેવની સમક્ષ આંસુ પાડતી હતી. તે અંદર ગઈ. પાછળ સંતાઇને ઊભી ઊભી સાંભળવા લાગી. તેની મા દેવને રડતાં રડતાં પોકારતી હતી, કે મારા પ્રભુ મારી એકનીએક દીકરી તે કયાં હશે, તે હું જાણતી નથી. કદાચ તે માંદી હશે, તું તેની સંભાળ કરજે. આમ બોલતા બોલતા તે રડતી હતી. પ્રભુ હું તેને ચાહું છું, તું તેનું રક્ષણ કરજે. તેની આંખોમાંથી આંસુના રેલા વહેતા હતા. દીકરીથી તેના આંસુ જોવાયાં નહિ, તે રહી શકી નહિ. તરત તેના ખોળામાં પડી ગઇ, રડવા લાગી, ને કહ્યું, માતા મારી વ્હાલી મા! તેની માએ તેને ગોદમાં લીધી, ચુંબન કર્યું, તેના શરીરની સ્થિતિ જોઇ રડવાનું રોકી શકી નહિ. તેણીએ કહ્યું, તું મરીશ તો હું મરીશ. મારૂં સર્વસ્વ તારામાં છે. એમ કહી તેને ચૂમવા લાગી તું મારી એકની એક દીકરી, મારા માંસમાંનું માંસ છે. હું તને ચાહું છું. આખરે ઇશ્વરકૃપાથી માની પ્રાર્થના દ્વારા તેણીને સાજાપણું મળ્યું ને તે બચી ગઇ

આ માતાએ પોતાની દીકરીને કેટલા પ્રેમથી ચાહી. તો શું આપણો પ્રભુ આપણને નથી ચ્હાતો? તેના પ્રેમે કરીને તેણે પોતાનો જીવ પણ આપણે માટે આપી દીધો. હરઘડી તે આપણી રાહ જોઇ રહ્યો છે. તે ચાહે છે, કે આપણે તેના થઇએ. ગમે તેવા પાપીનો પણ તે સ્વીકાર કરવા

તૈયાર છે. તેની આંખોની દૃષ્ટિદ્વારા આપણી પાપી સ્થિતિનું તે ભાન કરાવે છે. તેણે પોતાને આપણે માટે ખાલી કર્યો. તે કહે છે કે આ મારા નવા કરારનું લોહી છે. આપણે તેને યોગ્ય નથી, આપણે તેને વારંવાર દગ્ગો છે, છતાં તે આપણને બોલાવે છે. આપણે તેના નામનું દુર્ભાષણ કરીએ છીએ, જો આપણે તેના પ્રેમને જાણીએ, તો આપણું હૃદય કઠણ ન કરીએ, તેની કૃપાનો ત્યાગ ન કરીએ, તે કહે છે કે, મારા દીકરા તું મારો છે, ને હું તારો છું. જગતના અંત સુધી હું તારી સાથે છું. શું આપણે કહી શકીએ કે તે આપણને નિરાશ કરશે. તે કદી નિરાશ કરતો નથી, આપણે તેના નામને ઠોકર મારીએ છીએ ને છુંદીએ છીએ. જ્યારે તે આવશે ત્યારે સ્વર્ગ સમાન બની જશે. એક નાના બાળકને પૂછવામાં આવ્યું, કે તારૂં ઘર ક્યાં છે ? પોતાની માને બે હાથે વીંટળાઇ તેણે કહ્યું, આ મારૂં ઘર છે. શું આજે આપણે કહી શકીએ કે મારો પ્રભુ મારૂં સર્વસ્વ છે. "માણસાઇ શક્તિ વડે, તત્વ જ્ઞાન વડે, તેનો પ્રેમ સમજી શકાતો નથી. કેવળ ધુંટણે પડી તેને ગ્રહણ કરી શકાય છે." પાપની કબુલાત કરો, ને વિશ્વાસથી સમજી શકાશે. કોઇ માણસ તે કરી શકશે નહિ. તે કહે છે કે તમારે નવો જન્મ પામવો જોઇએ. ત્યારે તો દેવનો આત્મા તમારી સાથે વાત કરશે, ચાલશે. પવિત્ર આત્મા તમને શીખવશે. બાળક બોલવાની શરૂઆત કરે છે, ત્યારે નવાઇ લાગે છે. પણ દિવસે ને દિવસે સઘળા શબ્દો શીખી જાય છે. તે કેવી રીતે બને તે આપણે જાણતા નથી. પણ તેની અંદર એવું કંઇક છે, કે જે વડે તેની વૃદ્ધિ થાય છે. એમજ ઇશ્વરનો આત્મા આપણને શીખવશે. પણ જ્યાં લગી અંધકારમાં છીએ, ત્યાં લગી તે આપણને ગમશે નહિ. પણ જ્યારે નવો જન્મ થશે, ત્યારે નવા જીવનમાં આવીશું. આપણી ભાષા, વર્તન, વાતો સર્વ બદલાઇ જશે. કારણકે, તે કહે છે "જેઓ ખ્રિસ્તમાં છે. તો તે નવી ઉત્પતિ થયો છે" જુનું તે વહી ગયું છે, જુઓ તે નવું થયું છે." ૨ કરંથી ૫;૧૭ જ્યારે ધુંટણીએ પડીએ. પસ્તાવો કરીએ, ને હાંક મારીએ, કે હે પ્રભુ તું આવ ! ત્યારે તે આવે છે, સર્વપ્રકારનું દુઃખ, અંધકાર, એએની દુર કરે છે, આપણી દશા—શેહેરી કે ગામડીઆ, ભણેલા કે અભણ તે જોતો નથી. એ કરવું તેને મુસ્કેલ નથી. અને ત્યારેજ જેમ બાળકને, મા–બાપા એ શબ્દોચ્ચાર કરતાં વિચાર કરવો પડતો નથી, તેમ આપણે તેને બાપ કહીને હાંક મારીએ છીએ. યો ૧;૧. "જેઓ તેનો સ્વિકાર કરે છે, તેઓને તેણે દેવનાં છોકરાં થવાને અધિકાર આપ્યો છે." તે સર્વનો ઉત્પન કર્તા છે, તે સર્વને ચલાવનાર છે, પણ તે સર્વનો

બાપ નથી જેટલા તેના પર વિશ્વાસ કરે છે. પોતાના તારનાર તરીકે કબુલ કરે છે, તેટલાનોજ તે બાપ છે જ્યારે તેને તારનાર તરીકે કબુલ કરીએ છીએ, ત્યારે તે આપણા હૃદયમાં આવે છે. અને દેવનું, હૃદયમાં આવવું, ને અંદર રહેવું એજ નવો જન્મ છે, તમારે નવો જન્મ પામવો જોઇએ. ગમે તેવા પાપીનો પણ તે સ્વીકાર કરવા તૈયાર છે. ને ઘુંટણીએ પડીને તેને હાંક મારીએ, કે પ્રભુ મારા જેવા પાપી પર દયા કર, તો તે કરવાને તૈયાર છે. ગમે તેવા જંગલી. ખુની, અભણ કે ભણેલા પ્રોફેસરને પણ તે તારણ આપી શકે છે. એક વખતે એક સાધુ મારી પાસે આવ્યો. તેની વાત સાંભળ્યા પછી મેં તેને પ્રાર્થના કરવા મોકલ્યો. તે પાછો આવ્યો ને કહ્યું, એક સુંદર ધોળી આકૃતિ મારી સમક્ષ આવીને મને ફરી તમારી પાસે આવવા કહ્યું, તેણે દરેકે દરેક તીર્થધામ ફેંદી નાખ્યા હતા. પ્રોફેસરને લાયક શિક્ષણ મેળવ્યું હતું. છતાં તે દુઃખી હતો. આત્માની ખરી શાંતિ તેને ન્હોતી મળી. નવા જન્મ વિના દેવને જોઈ શકાતો નથી. અમે તેના માટે આગ્રહથી પ્રાર્થના કરીને, ચોથા દિવસે તે નવો જન્મ પામ્યો. તેણે કહ્યું, કે મેં મારા પ્રભુને જોયો છે. તેણે સાક્ષી આપી, મોટાં ભાષણો કે ચર્ચાઓથી નહિ, પણ કેવળ ઘુંટણોની પ્રાર્થના દ્વારા હું જીત્યો છું. અલ્લાહબાદનો એક પ્રખ્યાત પ્રોફેસર તેણે ધાર્યું કે હું ખ્રિસ્તી ધર્મ સંબંધી ખ્રિસ્તીઓ લખે તેના કરતાં પણ વત્તાં સારાં પુસ્તકો લખવાની અભિલાષા રાખું છું જો કે તે બહુ અભ્યાસી હતા. મેં તેમને પૂછ્યું તમે પ્રભુ વિષે કેટલું જાણો છો. તમારા અનુભવદ્વારા તમે તેના વિષે કેટલું જાણો છો, મારી આ વાત તે સમજી શક્યો નહિ. મેં તેના માટે પ્રાર્થના કરવા માંડી, તે ધ્રુજવા લાગ્યો. ત્રણ અઠવાડીઆ પછી તેણે કહ્યું કે મારો નવો જન્મ થયો છે" તમારી વ્યવસ્થા કેળવણી. તેની આગળ કંઇ પણ વિસાતમાં નથી. આખરે તેનું બાપ્તિસ્મા થયું. તેણે સાક્ષી આપી. મારા ભણતરને અંગે મને શરમ લાગે છે, કેવળ કૃપાર્થીજ હું બચ્યો છું. ઉઘાડે છોગે બજારમાં, ગામમાં, હિંદુ, મુસલમાન પારસી ગમે તે હોય પણ તેની સાક્ષી એજ હતી કે હું કૃપાથી બચ્યો છું. ખ્રિસ્ત પ્રભુનું હૃદયમાં આવવું, અને રહેવું એજ નવો જન્મ છે તમે કદી છેતરાશો નહિ, ભલે તમે ખ્રિસ્તી હો, ભલે ખ્રિસ્તીઓ તરીકે તમારી ગણત્રી થતી હોય, પણ જ્યારથી તમારો પાપી સ્વભાવ બદલાયો નથી. ત્યાંસુધી તમારો નવોજન્મ થયોજ નથી, ઉપરથી કંઇક રેડયા વિના પાપી સ્વભાવ બદલાઈ શકતો નથી.

જે ખોરાકમાં માખી પડી હોય, તે ખોરાકને તમે ખાઇ જાઓ, તો જરૂર તે તમારો ખોરાક પેટમાં ટકી શકશે નહિ. એજ પ્રમાણે જ્યારે પાપ કરીએ છીએ ભાઇ ત્યારે તે સ્વભાવ પોકારી ઉઠશે. કદાચ તમે સીનેમાને ચાહતા હશો, પણ નવા જન્મબાદ તમે તેની વિરૂદ્ધ પોકારી ઉઠશો. એક સેકન્ડ પણ અપવિત્ર બાબતો ત્યાં રહી શકશે નહિ, કારણકે, ત્યાંતો પવિત્ર દેવની હાજરી છે.

બે જાતના મિશનેરીઓ હોય છે. સાચા અને બનાવટી. એક વખતે હું ત્રીજા વર્ગમાં મુસાફરી કરતો હતો મારી સાથે એક સાચા મિશનેરી પણ ત્રીજા વર્ગમાં બેઠા હતા. એક ગરીબ ગામડીઓ મુસાફર ત્યાં આવ્યો, પણ પેલા મિશનેરીને જોઇને નાસી ગયો, તેણે ધાર્યું કે આતો સેકન્ડ કલાસ હોવો જોઇએ, કારણકે ત્યાં મિશનેરી હતા. અને તે ડબામાં આવી શકયો નહિ, એજ પ્રમાણે શેતાન પણ આપણા પ્રભુને આપણા હૃદયોમાં બિરાજેલા જોઇ ભાગી જાય છે. નવા જન્મ નવો સ્વભાવ શેતાનને અંદર આવવા દેતો નથી, નવો સ્વભાવ, નવી ઇચ્છા, તે પેદા કરે છે.

હાલમાં ઘણી ઘણી એવી ભયંકર ચળવળો હસ્તીમાં આવી છે. તે ઇશ્વરવિરોધી ચળવળો છે. ભણેલા ગણેલા પ્રોફેસરો મિશનેરીઓ યુવાનો તેના સભાસદ બન્યા છે. કોલેજીઅનોને તે પવન વાયો છે તેઓ પણ તેમાં જોડાય છે માંબાપો સંભાળો તમારાં છોકરાંને તેઓ સીનેમા જુએ છે, પત્તા રમે છે. બીલકુલ દૈહિક બાબતો વિષે વિચારો કર્યા કરે છે ઇશ્વરને ન છાજતી યોજનાઓ ઘડે છે ને કહે છે કે અમારો તો નવો જન્મ થયો છે. એ ભયંકર ચળવળોમાં જોડાતાં પહેલાં તમારા આત્મની કાળજી રાખો દેવની આગળ તમારા હૃદયો ભાંગી નાખો પોતાને નમ્ર બનાવો, પાપની ભાવના કાઢી નાખો ને નવું હૃદય માગો પોતાની જાત પાસે પ્રમાણિક બનો નવા જન્મની ખાત્રી કરો તમે મરેલા છો પણ જાણતા નથી. ગંધાઓ છો, હા તમારા પાપ ગંધાય છે. છતાં તમોને ખબર પડતી નથી. ધારોકે મરેલી બીલાડી ગંધાતી હોય તેની પાસે તમે જાઓ ને કહો કે તું ગંધાય છે. પણ તે જાણતી નથી. કારણ કે તે મરેલી છે. જેમ પીધેલા માણસને ભાન રહેતું નથી પણ નાનું બાળક તેને પકડી પાડે છે. એજ પ્રમાણે માણસ પાપમાં રમે છે, જીવે છે પણ તેને પાપનું ભાન થતું નથી કારણકે પાપે કરીને તે મરેલું છે. સુંદર ફુલોની વાસ જેમ પ્રસરે છે. ફુલો બોલતા નથી છતાં તેની વાસ પરથી તે પરખાય છે એમજ જ્યારે આપણા પ્રભુ આવશે, ત્યારે સર્વ લોકો

તેને ઓળખશે ઘણાં મિશનેરીઓ પોતાના બાળકને રેતીમાં રમવા દેતા નથી એક વખતે એક મિશનેરીનું બાળક રેતીમાં રમતું હતું. તેના બાપાએ તેને ના કહ્યું, પણ બાળકે જવાબ આપ્યો, બાપ આતો અમેરીકાની ચોકખી રેતી છે. જે સુર્ય આખી દુનિયા પર એકજ સરખો પ્રકાશ આપે છે. તેમાં કદી ફેરફાર થતો નથી. એજ પ્રમાણે ન્યાયીપણાનો સૂર્ય એક સરખો પ્રકાશે છે. તમારે નવો જન્મ પામવો જોઇએ.

એક વખતે એક માણુસને ઘેર તેમના મિત્રો આવ્યા, તેમને બેસાડયા. ચ્હા બનાવી સાંજ સુધી વાતોના ગપાટા માર્યા, આખરે વિદાય કરતી વખતે ફરીથી આવવા બહુ કાલાવાલા કર્યા. તેમના ગયા પછી માંહેમાંહે વાતો કરવા લાગ્યા કે કયાંથી રખડતા આવી મળ્યા? નકામો ટાઇમ બગાડયો?

વારંવાર આપણા દેવ પ્રત્યે આપણે આવુંજ વર્તન કરીએ છીએ. પરંતુ જ્યારે નવો જન્મ થાય છે, ત્યારે જુનો સ્વભાવ બદલાઇ જાય છે ને બધું નવું થઈ જાય છે. તમારે નવો જન્મ પામવો જોઇએ. ફરીથી કહું છું કે તમારો નવો જન્મ પામવોજ જોઇએ, અવશ્ય તમારે નવો જન્મ પામવો જોઇએ. આ શબ્દો તમારા કાનોમાં રાતદિવસ પડયા કરો. જ્યાંસુધી તમે નવો જન્મ ન પામો ત્યાંસુધી નવોજન્મ પામશો ત્યારે તમે જાણુશો, કે આ દુનિયાનું જ્ઞાન ફિલોસોફીવડે તે બની શકતું નથી, તે તો દેવના જ્ઞાન આત્માનું પરાક્રમ છે અને ત્યારેજ ખરો આનંદ મળે છે.

એક બગીચામાં થોડી માટી હતી, કે જેમાં ગુલાબની ખુશબો મ્હેકતી હતી. તેનું કારણુ એ હતું, કે માટીના ઢેફા ઉપર ગુલાબનું ફુલ પડયું હતું. અને ઝાકળ પડવાથી તે ઝાકળના પાણીદ્વારા ગુલાબના ફુલની ખુશબો પેલા ઢેફામાં ઉતરી હતી. જેને પરિણામે પેલી માટીમાં ગુલાબની ખૂશબો બ્હેકતી હતી. એજ પ્રમાણે જ્યારે દેવની મિઠાશ આપણામાં આવે છે, ત્યારે આપણે મીઠા બની જઇએ છીએ, માટે કોઈ માણુસોથી ડગાશો નહિ, કેવળ દેવજ નવો જન્મ આપી શકે છે તે આપે છે, આજે તે લઇ લૌ?

ચીનની અંદર એક પ્રકારના હરણ થાય છે. જેમાંથી કસ્તુરી નીકળે છે. તે કસ્તુરીના નાના ટુકડાને તમે કપડાના ઢગલામાં મુકો, તો થોડીજ વારમાં તે લુગડાં ભલે સુતરાઉ કે રેશમી, ગમે તેવાં હોય છતાં

તે સુગંધથી ભરાઈ જશે, એમ છતાં પણ પેલા કસ્તુરીના કકડામાં કે જેમાંથી આ સુગંધ નીકળે છે. જરા પણ ઘટ કે ઓછાપણું માલમ પડશે નહિ, તેના વજનમાં ફેર પડતો નથી.

એજ પ્રમાણે જ્યારે તમારો નવો જન્મ થાય, ત્યારે ગમે ત્યાં તમે જાઓ પણ તમારી સુગંધ પ્રસર્યા વિના રહેશે નહિ, આનું નામ તે નવો જન્મ કહેવાય. ગમે ત્યાં તમે જાઓ પણ તમારી વાણી વર્તન બતાવી આપશે, કે તમારો નવો જન્મ થયો છે પંજાબની અંદર એક ભિખારીએ મિશનેરીને રસ્તા પર જતા જોયા. ને કંઇ પૈસાની માગણી કરી, તેણે તેને ઘેર આવવા કહ્યું, જ્યારે ભિખારી આવ્યો, ત્યારે મિશનેરી જમતા હતા તેમણે તે ભિખારીને અંદર આવવા કહ્યું ભિખારી તો બીહવા લાગ્યો, ઘણા આગ્રહથી તેને અંદર લાવવામાં આવ્યો. મિશનેરીએ તેને ખાવા માટે મેજ પર બેસવા કહ્યું. તેણે તો તેની ઝોળી ધરી, કે તેમાં કંઇ ખાવાનું નાખે મિશનેરીની ઇચ્છા હતી કે પોતાની સાથે બેસીને જમે ભિખારીને ઘણીજ નવાઇ લાગી આખરે તેને પોતાની સાથે મેજ પર બેસાડીને જમાડયો આ તો સાચા અને નવોજન્મ પામેલા મિશનેરી કહેવાય. અત્યારના મિશનેરીઓ પાસે જઇને અનુભવ તો કરી જુઓ ! શું પરિણામ આવે છે ?

નવો જન્મ થયો હોય, તો સર્વ થઈ શકે છે. તે આપણું ખોટું અભિમાન તોડી નાખે છે. નાના મોટા ગરીબ યા ધનવાન કાળા યા ગોળા બધા તેનામાં એકજ બની જાય છે. શું આજે દેવ આપણામાં વસે છે. આપણી સાથે વાત કરે છે ? આપણી સઘાતે ચાલે છે ? દેવની હા જીવતા દેવની સુગંધ તમારી મારફતે માણસોમાં પ્રસરે છે ? તમારે મન તે જીવતો પ્રભુ છે ? કોણ કહી શકે છે કે હું તેનો છું ને તે મારો છે ? સર્વ પ્રકારની બીકમાંથી તમે મુકત થયા છો ? માણસોની આગળ તેને પ્રગટ કરો છો ? ભૂંડાઇ પર તેના બળે જીત પામ્યો છે ? તેનો ખરો આનંદ તમારામાં છે ? સવાર સાંજ તેની સ્તુતિ કરો છો ? તમારા ચ્હેરાનો નવો જન્મ થયો છે, એમ બતાવે છે ? તમારી આંખો, કાનો સર્વ અવયવ ભલાઇથી ઓતપ્રોત થયા છે ? વાદળીની માફક તમારામાંથી પ્રેમ નીચોવાય છે ? તેની દયા તમારૂં રક્ષણ કરે છે ! પવિત્ર આત્મા ડગલેને પગલે તમને દોરે છે ! તમારા મુખના શબ્દો તેને મહિમા અને માન આપે છે ? દેવની શાંતિ તમારા હૃદયોમાં છે ? જો આમ છે તો તમારો નવો

જન્મ થયો છે. નહિ તો તમારે નવોજન્મ પામવો જોઇએ, અવશ્ય તમારે નવો જન્મ પામવોજ જોઇએ. તેના વગર તમારા ત્રાતનું મુખ તમે જોઇ શકવાના નથી. તેતો સ્વર્ગે લઇ જનાર પરવાનો છે. કાળજી રાખો ત્યારે અફસોસ ન થાય. તમારે નવો જન્મ પામવોજ જોઇએ.

લડાઇમાં ઘાયલ થવાથી, એક સોલ્જર મરણ પથારીમાં હતો. તેણે કાગળ મંગાવીને તેના ઉપર લખ્યું, કે દેવની શાંતિ નદીના પૂરની માફક મારા હૃદયમાં વહે છે. એ શબ્દો લખતાં તેણે પ્રાણ છોડયો. સ્નેહીઓ રડતાં હતાં. પણ તે અગાધ, અનંત, અક્ષય શાંતિમાં ઊંઘી ગયો. તે તો નવા જન્મનું પરિણામ છે. "ઇશ્વરની શાંતિ જે માણસની સમજ શક્તિની બહાર છે, તે તમારા હૃદયો, ને મનોનું રક્ષણ કરશે.

જગત, એ શાંતિ આપી શકતું નથી. એ સાચી શાંતિ પ્રભુ બાપ આપે છે. તેનામાંથી તે આવે છે. નવા જન્મનું તે પરિણામ છે. તમારે નવો જન્મ પામવો જોઇએ, તે શાંતિ જગત, કે તેના પરાક્રમો આપી શકતા નથી. પણ જ્યારે તમારો નવો જન્મ થાય છે, ત્યારે તે તમારી મિલ્કત બની જાય છે. રકતપીત્તને કારણે જેના હાથપગના આંગળાં અને કેટલાક અવયવો ગુમ થએલા, એવા એક કોઢિઆ પાસે હું ગયો. તેના આગ્રહથી પ્રાર્થના કરી, તે પણ પ્રાર્થના કરવા લાગ્યો ને સ્તોત્ર ગાવા લાગ્યો. તેના ચ્હેરા પર આનંદ પ્રકાશતો હતો, શા માટે આવા દુઃખથી મરેલો માણસ આનંદથી ઉભરાતો હતો? આતો નવો જન્મ કહેવાય, પ્રભુ, કોઢિયો હોય, કે પ્રોફેસર હોય. દરેકને એકજ શાંતિ, એકજ ખરો આનંદ, એકજ મહિમા આપે છે. શું આજે તમારો આ અનુભવ છે. જ્યારે નવો જન્મ થાય છે ત્યારે સંધુ સ્વર્ગ બની જાય છે.

મારા બદલાણ વખતે નીચેનું ગીત મેં સાંભળ્યું હતું.

એજ મારી વાર્તા એજ મારૂં ગીત ત્રાતાની સ્તુતિ કરૂં છું નીત
" " " " " " ત્રાતાની સ્તુતિ કરૂં છું નીત

શું આજે તમે એ ગીત ગઇ શકો છો? "ઇશ્વર દેવ હમણાંજ તે આપવાને તૈયાર છે. ત્યારેજ આનંદથી તે ગીત ગાઇ શકાશે. એ નવું સંગીત તમારી નજરે પડતાં પક્ષીઓ અને વૃક્ષો પણ ગાતાં હોય એમ તમને લાગશે. દરરોજ તે તમારા હૃદયોમાં નવાં નવાં ગીતો મૂકશે. તમારા હૃદયો આનંદથી ઉભરાશે. જ્યારે તે અંદર આવશે ત્યાર તે નવા મહિમા સાથે આવશે.

જીવનની રોટલી તેની પાસે છે, સ્વર્ગીય મિઠાશ તે ચખાડે છે." દુઃખીઓને તે આનંદથી ભરે છે, જગીક વાનાથી વિંટળાએલાને તે મુક્ત મોકળા કરે છે. પાપના દાસોને તે દેવના સેવક બનાવે છે. નગ્નને વસ્ત્ર પહેરાવે છે, ગરીબને તેનામાં ધનવાન કરે છે. મૂર્ખને ડાહ્યા બનાવે છે. મિત્રવિનાનાનો તે સાચો મિત્ર, અને દુખનો ભાગીયો બને છે. જેઓ ખાલી હાથે આવે છે, તે ભરપૂર થઇને જાય છે. અનાથોનો તે નાથ છે. આશાહિનોને તે ખ્રિસ્તમાં આશામય બનાવે છે. ખોવાએલા-ભટકેલાને તે બોલાવી તેના ખરા આનંદથી ભરે છે. દુન્યાઇ મિત્રો તમોને ત્યાગી દેશે. તમારી યોજનાઓ ભાગી જશે. આશાની હોડીઓ ડુબી જશે. તમારા મિત્રો દુશ્મનો બનશે. તમારાં ગએલા નાણા પાછા આવતાં નથી, પણ આપણો પ્રભુ તે એકલોજ પુરતો છે. આપણા દુઃખોને તે આનંદમાં ફેરવી નાખે છે. અંધકારને પ્રકાશમાં લાવે છે. દુઃખીતોને તે આનંદી કરે છે. આતો નવા જન્મના ફળ છે, કોઈ માણુસથી તે મળતો નથી. દરેક હૃદયોને તે બોલાવે છે.

એક વખતે ઇરાનનો એક ધનાઢ્ય માણુસ મુસાફરીમાં નિકળ્યો હતો. એક જગાએ રાતવાસો રહેવાને વિચાર કર્યો. નજીકમાં કોઈ ખેડુતના ઘરમાં પોતાને સુવાને જગા મળશે, એ આશાથી ચાકરને ત્યાં મોકલ્યો. દરવાજો ઠોકયો, ખેડુતે જગા આપવાની ના પાડી, ફરીથી તે પાછો આવે છે. માંહેથી ઉત્તર મળે છે, કે અહીંથી ચાલ્યા જાઓ, જગા નથી. ફરીથી પાછો આવે છે. છતાં એનાએજ નકારના શબ્દો સંભળાયા, તે પાછો ફરી આવ્યો. આખરે ખેડુતે કંટાળીને બારણું ઉઘાડયું, ને તે ઊંઘી ગયો. જો કે માંહે સુવાની જગા ન મળી છતાં તેણે વાળી ઝાડીને તે ઘર સાફ કર્યું. દિવાલ ઉપર સુંદર ચિત્રો લગાડયા બત્તી કરી, સુંદર શેતરંજી ઘરમાં બીછાવી. ભોજન તૈયાર કર્યું. ને છેવટે પેલા ખેડુતને જમવાને ઉઠાડયો. ખેડુતે ઉંઘથી ભરેલી આંખો ચોળતાં ચોળતાં, પ્રકાશીત દીવો ને શેતરંજી જોયાં. ચિત્રો જોયાં, તૈયાર ભોજન જોયું. તેણે ધાર્યું કે, આ તો સ્વપ્નું છે. પેલા માણસે તેને કહ્યું, આ સ્વપ્નું નથી. ચાલો ઊઠો. મહેરબાની કરી અમારી સાથે જમો. તેણે તેઓની સાથે ખાધું. છેવટે તે માણસે તેને સર્વસ્વ આપી દીધું. ઉપરાંત પોતાના સરનામાનું કાર્ડ આપ્યું. ને કહ્યું, કે હું તારી મદદ કરવા હંમેશાં તૈયાર છું. જરૂર પડે મને લખજે.

એજ પ્રમાણે આપણો પ્રભુ, એકબે, ત્રણ, ચાર વાર આપણાં હૃદયનું દ્વાર ઠોકયા કરે છે. સૌ કરતાં તે મુલ્યવાન મિત્ર છે. શું આજે તેની

મિત્રતા સ્વીકારશો? તે બારણું ઠોકયા કરે છે. છતાં આપણે તેને જગા આપતા નથી. છતાં તે ઠોકયા કરે છે, તે અંદર આવી નવું હૃદય આપણને આપવા ચાહે છે. પોતાનો પ્રકાશ તે ચમકાવવા માગે છે. જીવનના વચનોનો ખોરાક તે આપણને ખવડાવે છે. ઉપરાંત તે આપણને વચન આપે છે, કે "મારા નામમાં જે કંઇ માગશો, તે મળશે તે હું કરીશ." છતાં તમે તેને નિરાશ કરો છો, તેને બહારને બહાર ઉભો રહેવા દો છો. "તમારે નવો જન્મ પામવો જોઇએ." અને નવો જન્મ તે તો દેવનું હૃદયમાં આવવું ને રહેવું તે છે. શું તેને આજેજ તમારા હૃદયોમાં સ્થાન આપશો, આજેજ તમારો નવો જન્મ થાય એમ ચાહો છો. "તે પત્થરનું ફૂલ બનાવવાને શકિતમાન છે, પશુતા પામેલાને તે ફરી માણસાઇમાં લાવી શકે છે. જેને માન, મહિમા, સ્તુતિ, ગૌરવ, સન્માન એવો રાજાઓનો રાજા, જેનામાં જીવનની રોટલી, જીવનનું પાણી છે, જે જગતનું અજવાળું છે. જે આલ્ફા અને ઓમેગા, આદિ અને અંત છે, તે તમારા હૃદયદ્વારા ઠોકયા કરે છે. શું તમે નવો જન્મ પામ્યા છો? તે શકય છે, દેવ તે કરી શકે છે. જુવાનો વૃદ્ધો, દરેકને તે બોલાવે છે. જે છે. તે તે માગે છે. આપણા જેવા પાપીને તે બોલાવે છે. તેના રાજ્યાસનના ભાગીદાર બનાવવા ચાહે છે. આપણને દોરવાને તેનો પવિત્ર આત્મા આપે છે. તેના દૂતોને તે સેવા કરવા મોકલે છે. તેના 'જીવતા વચનો આપણું પોષણ કરનાર છે. આપણને ધોવા માટે તેનું લોહી સદા વ્હેતું છે." અને એમ આપણે આનંદ સંપુર્ણ કરવા તે તેનું વચન આપે છે. શું આજેજ તમારે નવો જન્મ પામવો છે? તમારે નવો જન્મ પામવો જોઇએ. જો નવો જન્મ પામ્યા છો. તો તમોને ધન્ય છે. જો નથી પામ્યા તો આજેજ તત્કાળ તેનો અંગીકાર કરો, તેની પાસે આવો. પાપની કબુલાત કરો. "ખરી શાંતિ, જીવતો આનંદ, નવું હૃદય, એજ નવા જન્મનું પરિણામ છે." તમારાં પાપ બાળવાને તેનો અગ્નિ તત્પર છે. તેનું લોહી તમને ધોવાને પુરતું છે, "જીવતા દેવની હૃદયમાં ગાદી થવી, અને ત્યાં સદાને માટે રહેવું. એજ નવો જન્મ છે."

## વિજય જીવનની કુંચી

માન્થી ૩;૮. કોઈ માણસ ટુંક સમયમાં ઇશ્વિરના વચન સમજી શકે એમ નથી. પસ્તાવાને છાજે એવાં ફળ ઉપજાવો. કૃપામાં શા માટે આપણે વધતા નથી; ધર્મજાગૃતિના મેળાથીજ આનંદ મળે છે, અમુક હદે

પ્રાપ કબુલ થાય છે, શાસ્ત્ર વંચાય છે, ત્યાર પછી બધી ઇચ્છા ટાઢી પડે છે, પછી બીજી ધર્મ જાગૃતિની વાટ જોવી પડે છે કે તે આપણને ફરીથી જાગૃત કરે જીવતા રહેવા. આવા મેળાઓની આશા રાખવી તે વ્યર્થ છે, ઇશ્વરનું કામ આગળને આગળ વધવું જોઇએ. તારણનો આધાર સભાઓ ઉપર નથી. માટે ફળજ્ઞાન યાને વિજય જીવનની કુંચી શી છે, તે આપણે જોઇએ. જ્યારે દેવ કૃપાનું કામ શરૂ કરે છે ત્યારે, તે કામ આગળ ને આગળ વધે. એવી તેની ઇચ્છા છે, તે અવિચળ છે માટે એનું શરૂ કરેલું કામ પણ આગળ વધશેજ. ઉપદેશક બે રીતે ઉપદેશ કરે છે [૧] મગજથી [૨] આત્માથી.

જો ઉપદેશક મગજથી ઉપદેશ કરે. તો અનુભવની જરૂર નથી, પણ આત્માનો ઉપદેશ અનુભવ આપશે. તે હૃદયમાં ઉતરશે.

અમેરિકામાં એક કમિટિ એ હેતુથી મળી હતી, કોઇ પણ રીતે લોકો દેવળમાં કેવી રીતેવધુ પ્રમાણમાં આવે, તેઓ ચર્ચા કરવા લાગ્યા કોઇએ કહ્યું, કે ગાયન ટોળીથી આવશે. (૨) ૧૫–૨૦ મિનિટની ટુંકી સભા ચલાવીએ, તો લોકો આવશે. અથવા (૩)તેઓની આગળ કોનસલ્ટ ભજવી બતાવવામાં આવે તો આવશે. આવા આવા તેઓ અભિપ્રાય આપતા હતા, એટલામાં એક ભોળો ગામડીઆ જેવો માણસ ઉભો થયો. અને કહેવા લાગ્યો કે હું બે શબ્દો બોલવા માગું છું. તેણે કહ્યું જો કે, હું ને ગામડીઓ છું, પણ હું એક વાત જાણું છું, ખેડુત તરીકે ઢોરને કેવી રીતે રાત્રે સાચવવાં તે હું સમજુ છું. હું તેમને યોગ્ય ચારો આપું છું, જેથી આખી રાત તેઓ મારા વાડામાંજ રહે છે, જો વાડામાં ઘાસ નીરવામાં નહિ આવે, તો તેઓ ખીલો તોડીને પણ નાસી જશે, માટે તમે દેવનું વચન જો લોકોને આપશો, તો તેઓ નિયમિત આવશે પણ પરાળ આપશો તો તેઓ જરૂર નાસી જશે. દેવળ એટલા માટેજ છે કે દેવના વચન તેમને ખવડાવવામાં આવે.

ખરેખર વિજય જીવનની કુંચી જાણવાની ખાસ જરૂર છે પાપી સ્વભાવ વિષે જેમને ખાત્રી થઈ છે. તેમને પોતાના જીવનમાં વૃદ્ધિ કરવાની ઇચ્છા થઇ હશે. પાપની ખાત્રી ના થઈ હોય તે ત્યાંજ રહેશે. ધારો કે તમોને ખાંસી થઇ છે. પણ તમે તેની પરવા કરતા નથી, ને કદાચ મહીના લગી તમે તેની દરકાર ન કરો ત્યારબાદ તે ખાંસી તો ક્ષયની નિશાની છે. એમ તમે સાંભળો, તો તમે બેચેન બની જશો. અને અનેક ડોકટરની સલાહ લેશો, તમારા ગળફાની તપાસ

કરાવશો. જો ડોકટર કહે કે તમોને ક્ષય છે. તમને કહેવામાં આવે, કે દુરના સેનિટેરીયમમાં ગયા વિના તે ભયંકર રોગ મટશે નહિં. તો તમારી ગરીબાઇની પરવા કર્યાં વિના કોઇની પાસેથી પૈસા ઉછીના લઇને પણ તેમે ત્યાં જશો. એ કામમાં તમારાં સગાં વહાલા છોકરા અને વહુ મહેનત કરીને તમોને ત્યાં મોકલશે. સાધારણ ખાંસીની તમોને ચિન્તા નહોતી. પણ તે ક્ષયની નિશાની છે. એની જાણ થયા પછી, તમે અને તમારા સગા વહાલાં ચિન્તા કરો છો, ને ઉપાયની યોજના કરો છો, "લોકો પાપને સાધારણ ખાંસી સમજે છે" પણ દેવનું વચન આપણને સાફ કહે છે કે પાપનું વેતન મરણ છે. હવે જેણે આપણને બનાવ્યા તે કહે છે કે, પોતેજ "પાપનું વેતન મરણ છે." ઇશ્વરનું વચન એજ રોગ વિષે કહી શકે. ઘડીઆળી ઘડીઆળ વિષે કહી શકે, સોની તે વિષે કહી શકે નહિ લોખંડ સંબંધી જાણી શકે. એક જુવાન છોકરા પાસે ઘડીઆળ હતું. તે બગડી ગયું ત્યારે તેણે તેનાં બે કાંટા કાઢી લીધા બાકીનું મશીન લઇ ઘડીઆળી પાસે ગયો. ને તેને કહ્યું, કે મને ઘડીઆળ રીપેર કરી આપ. ઘડીઆળીએ કહ્યું કે તેનાં બે કાંટા વગર હું શી રીતે તેને સુધારી શકું, એજ રીતે આપણે આપણા ભાગો ઉપરથી સુધારવા માગીએ છીએ. ઘાસને ઉપર ઉપરથી કાપવાથી ફરી વધે છે. એમજ જ્યાં લગી પાપનું મુળ કાઢવામાં આવતું નથી ત્યાં લગી તે વધ્યા કરે છે.

કોઢનું નાનું ટપકું ભયંકર છે. મદ્રાસમાં મને એક કારકુન મળ્યો. તેને કોઢ થયો હતો. એ કોઢનું નાનું ટપકું તેના હાથપર પ્રથમ દેખાયું, તેનામાં વાસ ન હતી કે પરુ પણ ન હતું પણ તે ખરેખર કોઢનું ટપકું હતું મેં તે કારકુનને પુછ્યું કે, તે કોઢ છે, એની તમોને કયાંથી ખબર પડી? તેણે કહ્યું કે નહાતી વખતે તે મારી નજરે પડયું. હું સમજતો હતો કે તે ચામડીનો રોગ હશે. પણ ડૉકટરે લોહી તપાસ્યું, અને કહ્યું કે એ એ તો કોઢ છે. આ વાત તે બધાથી છુપાવતો હતો. પણ હું તેને માટે પ્રાર્થના કરૂં, માટે તેણે મને તે જણાવ્યું. કોઢ નાના ટપકા તરીકે ત્રણ ચાર વર્ષ રહે છે. પછી આંગળી કે કાનના ટેરવા પર પ્રથમ દેખાય છે, પછી વધે છે. અને આખા શરીરને બગાડી નાખે છે એજ પ્રમાણે આપણા મનમાંનું પાપ નાનું દેખાય છે. આપણે તેને આપણી રીતોથી, યુક્તિઓથી ઢાંકવા પ્રયત્ન કરીએ છીએ પણ કોઇક દિવસ ઇશ્વર આપણને કહેશે તે મહાભયંકર છે.

કોઇ તેનાથી આપણને છોડાવી શકશે નહિં તે. ભયંકર પાપનો રોગ મટાડવા પ્રભુના સેનિટોરીયમમાં જાઓ. તો તે તેની કૃપાથી તથા તેના મહિમાથી જરૂર તમોને સાજાપણું આપશે. આપણા પાપ માફ થયાં છે, તે લોકોએ જાણવું જોઇએ, જેમ ક્ષયથી સાજાપણું પામેલા માણસને જોઇને ગામ લોકો કહેશે કે–તે સાજો થયો છે, પણ સેની. માંથી આવ્યાં પછી ગળફાં પડે તો લોકો જાણશે કે તે સાજો થયો નથી. એજ રીતે લોકોએ જાણવું જોઇએ, કે તમે પસ્તાવો કર્યો છે ૧ પીતર, ૨; ૧૨ "વિદેશીઓમાં તમારી ચાલ સારી રાખો કે તેઓ દેવનો મહિમા કરે. પસ્તાવા પછી સૌથી પહેલાં આપણામાં નમ્રતા આવવી જોઇએ, નમ્ર ન થાઓ, ત્યાં સુધી કોઇ નહિ કહે કે, તમે ઇશ્વર પાસે ગયા છો, અયુબ નમ્ર હતો, ભલાઇનાં કામ કરતો હતો, અને જગત પ્રમાણે તેણે કાંઇ ભૂંડું કર્યું નહતું તેથી તેનામાં પાપ છે, એમ તેણે જાણ્યું નહિ પણ પ્રભુના દર્શન પછી તેની આગળ તેનાં પાપ ખડાં થયાં, જે છુપાં હતાં તે આગળ આવ્યાં, અયુબ ૪૨; ૫–૬ મેં મારા કાનથી સાંભળ્યું હતું. પણ, હવે તને પ્રત્યક્ષ જોયો છે, ધુળમાં તથા રાખમાં બેસીને હું પસ્તાવો કરૂં છું. આમાં તેની નમ્રતા દેખાય છે. દેવના દર્શનથી તેણે પાપ જોયાં ઇશ્વરના મહિમાના પ્રકાશમાં જ્યારે તેણે પોતાને દીઠો, ત્યારે તે પોતાથી કંટાળવા લાગ્યો. આપણામાંથી કોઇ માણસ તેની પાસે જાય, તો તે પ્રથમ પોતાને ધિક્કારે છે, માત્થી ૨૩;૧૨, જે કોઇ પોતાને ઉંચો કરશે, તે નીચો કરાશે. ને જે નીચો કરશે, તે ઉંચો કરાશે આપણા પ્રભુની સમક્ષ પોતાને નીચા કરીશું, તો તે ઉંચા કરશે, ચામડીના રંગનું. દેશનું, કે કોઇ પણ જાતનું અભિમાન વ્યર્થ છે. ૧ પીતર; ૫;૬. દેવના સમર્થ હાથ નીચે, તમે પોતાને નમાવો તે તમને યોગ્ય પ્રસંગે ઉંચા કરશે યાકૂબ ૩; ૧૦.

"જે કોઇ પશ્ચાતાપ કરે છે. તેનામાં હું રહું છું" તેથી જો તમારાં પાપોની ખાત્રી પવિત્ર આત્માથી થઇ હોય તો નમ્ર થાઓ નહિતો ભય છે. કેદીઓ ભયથી ગુન્હાઓ કબુલ કરે છે. ઇશ્વર એવું નથી ચાહતો પણ ખુશીથી નમનારને તે ચાહે છે. શેતાન તમને નમવા દેતો નથી પણ એનું કહ્યું તમે ન માનો. ગી. ૧૪૭; ૩. "હૃદય ભંગ થએલાંને તે સાજાં કરે છે." નમ્ર નહિ થઇએ ત્યાં સુધી તે સાજા નહિ કરે. ગીત ૩૪;૧૮ "નમ્ર આત્માવાળાને તે તારે છે." નમ્ર થવાને માટે ઇશ્વરની કૃપાની અગત્ય છે. ઇશ્વર અને આપણી વચ્ચે જે મોટી ભીંત હોય છે તે તો અભિમાનછે.

ફરોશીઓ, સાદુકીઓ કેમ તેને ન જોઈ શકયા ? જ્યારે વેશ્યાઓ તથા કસબેણો તારણપામતી હતી કારણ એ હતું કે તેમના અભિમાને તેમને આંધળા કર્યા હતા. તારણને માટે નમ્ર થવું એ પહેલું પગથીયું છે. કેમકે ઇશ્વર નમ્ર હૃદયવાળાને ચાહે છે. ગીત ૧૩૯:૨૩ અને ૨૪ "હે ઇશ્વર મને તપાસ અને પારખ ને મારામાં કંઈ દુરાચાર હોય તો તે તું જોજે અને મને સનાતન માર્ગમાં ચલાવજે" જો પ્રભુ તમારામાં કામ કરતો હશે તો આ શબ્દો તમારી આગળ આવશે તેઓ તમને ઉંઘવા દેશે નહી વળી જુનાં પાપો આગળ આવશે દુષ્ટ સોબતીઓ સાથેનાં પાપ યાદ આવશે. ધારોકે તમે દાકતર પાસે જાઓ ને કહોકે મને તાવ આવ્યો છે. પણ દાકતર તપાસ્યા વગર દવા આપે તો તમે તેને કમ્પાઉન્ડર કહેશો. ખરો દાકતર બધું તપાસે છે. તમે તેની આગળ શરમાતા નથી. કેમકે તમે ખરી સારવાર ચાહો છો એજ રીતે ઇશ્વર મને તપાસે, પારખે; સંતાએલાં પાપ બાળે, તે ઇચ્છવા જોગ છે. પાપી જીવનમાં કરેલાં તમારા પાપ તમારી કપડાંની પેટીઓમાં સંતાડયાં છે ? હે ઇશ્વિર મારી પરીક્ષા કર, મને તપાસ દુરાચાર હોય, તો તે કાઢી લે. તે જેવો તેવો દેવ નથી, તે ચોક્કસ તપાસ કરશે. ને યોગ્ય દવા આપશે. મુસાફરીમાં જેટલો સામાન લેવો જોઇએ તે કરતાં વધારે લઇએ. તો ગુન્હો કહેવાય. મેં મારા બિસ્તરામાં પુસ્તકો સંતાડયાં હતાં. ને એમ રેલ્વે કંપનીને ઠગી હતી. જો દેવ તમને બોલાવે તો જજો અને બિસ્તરો તપાસી જોજો. વારંવાર કોઇ આપણને કહે કે ચાલો ખાવા 'ત્યારે કહીએ છીએ કે મેં ખાધું છે. એમ કહીને તેમને ઠગીએ છીએ. વળી કેટલીક વાર મહેમાનને કપ ચહા પણ આપવા ચહાતા નથી.

એક કુટુંબે મને ચા પીવા બોલાવ્યો. હું જઇને બેઠો ઘણી વાર લાગી પણ ચહા ના આવી. કારણ એ હતું કે ચા બનાવવાને કોઈ ચીજ નહોતી. ઇશ્વિરતો આપણને પુરેપુરા તપાસશે. પારખશે. માટે તેની પાસે ખરા દીલથી જજો. નમ્ર થવાને માટે કૃપાની જરૂર છે. માટે વારંવાર તે મેળવવાને તમે ઘુંટણે પડજો યાકુબ ૪; ૬; ૭; ૮, ૯ 'લીનો પર તે કૃપા કરે છે પણ અહંકારીઓની સામે થાય છે.

## દેવની પાસે જવાને આટલું કરો

(૧) તમે નમ્ર થાઓ, તો તે વધારે કૃપા આપશે.
(૨) દેવ પાસે જાઓ, તો તે તમારી પાસે આવશે.
(૩) પાપીઓ તમારા હાથ શુદ્ધ કરો. તમારૂં મન પવિત્ર કરો.

પ્રભુની સાથે પ્રમાણિક બનો, ઉદાસ થાઓ, રડો આનંદને બદલે ખેદ કરો એજ ખરી નમ્રતા છે.

બેંકની અંદર તમો જાઓ, અને જો તમારી પાસે રાજાની મુદ્રાની નોટ હોય, તો તમારી સ્થિતી, કે તમારાં કપડાં કે તમારો રંગ બેંકર જોશે નહિ, કાગળ ઉપરની રાજાની મુદ્રાથી નાણાં મેળવી શકશો. એજ પ્રમાણે આપણા પ્રભુએ રાજાઓના રાજાએ તેનું વચન આપણને આપેલું છે, કે જે લઇને તેની પાસે જવાથી કદી નીરાશા નહી મલે. (૧) યશા ૪૪; ૨૨ "મેં તારા અપરાધ મેઘની પેઠે અને તારા પાપ વાદળની પેઠે ભૂંસી નાખ્યા છે." જ્યારે માણસ પોતાના પાપની કબુલાત કરે છે. ત્યારે યહોવાહ તરફથી તેને આ પહેલી નોટ મળે છે. (૨) યશા. ૪૩; ૨૫. "પોતાનેજ લીધે તારા પાપો હું સંભારીશ નહિ" પાપની કબુલાત પછી આ બીજી નોટ મળે છે. (૩) યશા. ૩૮; ૭ "કેમકે તેં મારા સર્વ પાપ તારી પાઠ પાછળ નાખી દીધા છે," જ્યારે પાપની કબુલાત કરીએ છીએ ત્યારે આપણાં પાપ પીઠ પાછળ નાખી દે છે. કે જેનું ફરી દર્શન થતું નથી આ ત્રીજી નોટ છે.

સ્વર્ગમાં જવું હોય. તો ઇશ્વરના વચનો પ્રમાણે કરવુંજ પડશે લુક ૧૯; ૮માં કહે છે કે હું ચોગણું પાછું આપું છું.

કવેટાના ધરતીકંપ વખતે એક વાણીઆને મેં જોયો. તેની પાસે એક પેટી હતી. જોકે નદી ઉતરીને પેલી પાર જવાનું હતું. મેં તેને કહ્યું કે ભાઇ તમો પેટી નીચે મુકો હું પહેલાં તમને ઉચકીને લઇ જવું. ને બીજી વખતે તમારી પેટી પણ લાવી આપીશ. તેણે કહ્યું કે ના અમને બંનેને સાથે ઉંચકો. હું બંનેને ઉચકી શકયો નહિ, તેણે પેટી છોડી નહિ, અને ત્યાંને ત્યાં મરી ગયો. જો તમે તમારી પેટીઓને બાઝી રહ્યા છો તો સ્વર્ગે નહિ જાઓ અનીતિથી મેળવેલા નાણા ચારગણાં પાછા આપવા પડશે. સિંકંદરે મરણ વખતે પોતાના હાથ બહાર રાખવા કહ્યું હતું. મતલબ એ હતી કે ખાલી હાથે આવ્યો ને ખાલી હાથે ગયો. અન્યાયથી મેળવેલા પૈસા તમે સાથે લઇ જઇ શકતા નથી. દેવના રાજ્યમાં પેસવા આતુર છો. તો તે જે કાંઇ કહેશે તે કરવુંજ પડશે ધારો કે તમારી દીકરી વેશ્યા બને અને નાણાનાં ઢગલા કરે તો તે તમને ગમશે? અનીતિથી મેળવેલા પૈસા તે ઇશ્વરને માન્ય નથી તમારા ઘરમાંની ગંદી નવલકથાઓ, સિનેમા સ્ટારના ગંદા ચિત્રો, અનીતિથી મેળ-

વેલા વસ્ત્ર અને ઘરેણાં કે જે તમોને નરકમાં ઘસડી જવાને પુરતાં છે તેને બાળી નાખો. તમારાં બારીક વસ્ત્રો, પગે અને નખે લગાડવાના રંગો, અત્તરો કે જે કેવળ પાપી દ્દષ્ટીથી ખરીદાયાં. કે જેને વર્તનમાં મુકવાથી પાપમાં પડો તેને બાળી નાખો તમારા ખોટા અને નલાયક સોબતીઓને ત્યાગીદો. જે કોઈ તમોને ખ્રિસ્તીથી આગળ રાખે છે. તેને બાળી નાખો. સંપુર્ણતાના માટે ભોગ આપો, સઘળાં પાપોને કબુલ કરવા ને ત્યાગી દેવા તૈયાર થાઓ થોડી સંસારી ચીજોની ખાતર સ્વર્ગને ગુમાવશો નહિ સંપુર્ણને સાચો આનંદ દરેકને માટે તેની પાસે છે. વિજય જીવનની આ કુંચી છે

"ત્યારે એકાએક તેની આસપાસ આકાશથી પ્રકાશ ચમકયો અને તે ભોંય પર પડયો."

## "તે ભોંય પડયો."

પાઉલના બદલાણનું ચિત્ર આ શબ્દોમાં દેખાય છે. પ્રકાશ ચમકયો, તે ભોંય પર પડયો. પ્રકાશને લીધે તેઓ અંજાઈ ગયા. ને ઘોડા ઉપરથી પડતાં તે જમીનદોસ્ત થઓ, આ પ્રસંગ પહેલાં તે શાઉલ નામે ઓળખાતો હતો ખ્રિસ્તીઓની સતાવણી કરવામાં તેણે કાંઇ બાકી રાખ્યું ન હતું તે ધર્મનો આવેશી હતો. તેણે જાણ્યું કે દમસ્કમાં ખ્રિસ્તીઓ છે. તેઓ ગરીબ છે. કોઈ પણ રાજ્ય તેઓને સાથ આપતુ નથી. આવી સ્થિતી હોવાથી પોતાની લાગવગને પ્રતાપે ખ્રિસ્તીઓને પકડવા માટે તે પરવાનો લઇ જતો હતો. પણ રસ્તામાં ભોંય પર પડીને તે જમીનદોસ્ત થયો. ઇશ્વરનું વચન તેની પાસે આવ્યું કે "શાઉલ, શાઉલ, તું મને કેમ સતાવે છે. આટલા જ સાદા શબ્દોથી તેનું પરિવર્તન થયું. માણુસના હૃદયનું બદલાણ મોટા મોટા ચમત્કારો દ્વારા પણ થઇ શકતું નથી, હૃદયનું બદલાણ એક ચમત્કાર છે. એકજ હૃદયનું બદલાણ બીજા કેટલા જણને બચાવી શકે છે. તે જમીન પર પડયો. તે ધર્મનો આવેશી હતો, ધર્મની બાબતોમાં પારંગત હતો, મહાન વિદ્વાનોનો તે શિષ્ય હતો. તેના જ્ઞાને કરીને તેના મોટા મોટા મિત્રો હતા. કોઇ પણ જણ તેની વિરૂદ્ધ થઈ શકે નહિ. એવી સજ્જડ તેની લાગવગ હતી, ઘણાંઓને મારવાને તે શક્તિવાન હતો, એજ હેતુથી અને ધર્મની આસ્થાથી તેઓને મારવાનો પરવાનો લઇ પાણીદાર ઘોડા પર પવન વેગે જતો હતો, દરેક ખ્રિસ્તીને પકડીને કેદમાં નાખીશ. એવા વિચારોમાં તે ચાલ્યો જતો હતો. જો કે તે વખતના ખ્રિસ્તીઓ ઘણાજ ગરીબ હતા. ને તેની વિરૂદ્ધ

કાંઇ કરવાને અશક્ત હતા. એટલે તેઓને પકડીને મારવા એ તો સહેલું કામ છે એ વિચારમાં તે હતો. પણ એકાએક કાંઇ રસ્તામાં બને છે "તે ભોંય પર પડયો" ને જીવતા શબ્દો તેની પાસે આવ્યા કે "શાઉલ શાઉલ તું મને કેમ સતાવે છે" શાઉલ તેને કહે છે કે "પ્રભુ તું કોણ છે, તેણે તેને કહ્યું કે 'હું નાઝરેથનો ઇસુ' આ શબ્દોની પાછળ મહાન પરાક્રમ, અગર કોઇ મહાન શક્તિ સમાએલી હતી, કે જેને લીધે તેનો પલટો થઇ ગયો કે જેણે એ શબ્દો ઉચ્ચાર્યાં કે "મને જીવવું તે ખ્રિસ્તને મરવું તે લાભ છે." (ફીલી. ૧;૨૧)

(ફીલી. ૩;૭) તેણે ખ્રિસ્તને માટે એટલું સહન કર્યું કે ગલા. ૬; ૧૭ પ્રમાણે તે કહે છે કે મેં પ્રભુ ઇસુનાં ચિન્હ મારા શરીરમાં ધારણ કર્યાં છે. વળી તે કહે છે કે "ખ્રિસ્તના વધસ્તંભ સિવાય હું બીજા કશામાં અભિમાન ન કરું. ગલા. ૬;૪"

પેલો આકાશી પ્રકાશ પડતાંની સાથે, જે વાણી તેણે સાંભળી. તે વખતે એવું કંઇક તેનામાં આવ્યું, કે તેના ચિન્હો તેના હૃદયમાં છપાઇ ગયાં. તે કારણને લીધે તે વારંવાર આનંદ કરતો માલમ પડે છે.

પુર્વેલાં રૂમી કેદીઓના કપાળ પર એવા પ્રકારની છાપ મારવામાં આવતી હતી કે, જીવનભર તે છાપ જતી નહિ, શાઉલ કહે છે કે, હું મારા પ્રભુનો ગુલામ છું. કારણ કે મારા શરીર પર એવા ચિન્હો પડયાં છે, કે જે હું ભુલી શકું નહિ. એજ કારણે તે કહે છે કે મરણ કે જીવન, દુતો કે અધિકારીઓ, વર્તમાનનું કે ભવિષ્યનું, કે પરાક્રમીઓ, ઉંચાણ કે ઉંડાણ કે બીજી કાંઇપણ સુજેલી વસ્તુ દેવની જે પ્રીતિ ખ્રિસ્ત ઇસુ આપણામાં છે. તેથી જુદા પાડી શકશે નહિ. (રૂમી. ૮;૩૮—૩૯) એવી કોઇ છાપ તેના પર પડી કે જેથી તે આ પ્રમાણે કહી શકતો હતો. ખ્રિસ્તને લીધે આ જગતના જ્ઞાન. અને અભિમાનને તે કચરો સમજતો હતો. પ્રભુના મરણે કરીને તેણે પ્રભુનું જીવન સંપાદન કર્યું હતું. "તે જમીન પર પડયો" કેટલું મોટું બદલાણ. સંકટ અને દુઃખોમાંથી પસાર થતાં તે આનંદ કરે છે. શું આજે આપણો આ અનુભવ છે? શું આજે આપણે એમ કરી શકીએ છીએ? ૨. કરી. ૪;૭ થી ૯.

પાઉલ જ્યારે પડયો ત્યારે તે આમ કહી શકયો જો પડયો. ના હોત, તો આમ કહી શકત નહિ. એજ પ્રમાણે "આજે આપણે બધા

ઘોડાઓ ઉપર બેઠેલા છીએ. કોઇ જુવાનીના ઘોડા ઉપર તો કોઇ સંપતિના ઘોડા ઉપર, કોઇ કીર્તિના ઘોડા ઉપરતો કોઇ જ્ઞાનના ઘોડા ઉપર, દુનિયાથી (દુન્યાથી) સત્તા કાંતો વાસનાના ઘોડા ઉપર જ્યાંસુધી માણસો એ ઘોડા ઉપર સ્વાર હશે. ત્યાં સુધો એની વાણી સંભળાઇ શકશે નહિ," તે ભોંય પર પડયો, તેના મગજની યોજનાઓ ભાંગી ગઇ, શાઉલ તરીકે મરી ગયો, ને પાઉલ તરીકે નવો જન્મ પામ્યો. શું આજે આપણે આપણા ઘોડાઓ ઉપરથી પડયા છીએ, જ્યાં સુધી પડયા નથી ત્યાં સુધી તેની વાણી સાંભળી શકવાના નથી. પાઉલના સાથીદારો તેની સાથે હતા, તેઓએ પ્રકાશ જોયો, પણ વાણી સાંભળી શકયા નહિ. તે ભોંય પર પડયો ત્યારે તેણે વાણી સાંભળી, કે "શાઉલ શાઉલ તું મને કેમ સતાવે છે? તેણે કહ્યું કે પ્રભુ તું કોણ છે! તે કહે છે, કે હું નાઝરેથનો ઇસુ. તેજ શબ્દોએ તેનું બદલાણ કરી નાખ્યું. મોટા મોટા ભાષણો કે પુસ્તકોથી નહિ પણ જીવતા દેવના શબ્દ વડે બદલાણ થાય છે. પણ જ્યારે તે પડયો, ત્યારે તે સાંભળી શકયો. શું તમે તમારા ઘોડા પરથી પડવા માંગો છો. જ્યાં સુધી નહિ પડો ત્યાં સુધી વાણી સાંભળી શકવાના નથી. કદાચ અવાજ સંભળાય પણ શબ્દો નહિ. પ્રકાશ જોશો પણ બદલાણ નહિ થાય. પાઉલના સાથીઓએ બધું જોયું પણ બદલાયા નહિ. જો તમે બદલાવા કે નવો જન્મ પામવા માગો છો. તો પટકાવું પડશે, દેવની પાસે માગો તે કરી શકે છે. તમારા ઘોડાઓ ઉપરથી પાડવાને તે શકિતવાન છે, ત્યારેજ કહી શકીએ, કે મારૂં જીવવું તે ખ્રિસ્ત છે. પાઉલના જીવનમાં પ્રભુ ઇસુ ખ્રિસ્તનું સ્થાન એવું હતું કે એક પળ પણ તેના વિના રહી શકતો નહિ પાણીમાંથી કાઢેલી માછલીને જો તમે સોનારૂપાની વચમાં મુકો તો પણ તે બચશે નહિ ગમે તેવું મિષ્ટાન તેને આપો છતાં પણ તે બચશે નહિ. પણ જો બીલકુલ ગંદા પાણીમાં તેને નાખો તો તે જીવશે. કારણકે તેનું જીવન પાણીમાં છે આપણું જીવન એવું ખ્રિસ્તમય થવું જોઇએ કે તેના વિના આપણે શ્વાસ પણ લઈ ન શકીએ. પાઉલ કહે છે કે વધસ્તંભે જડાએલા ઇસુ વિના હું તમારામાં કાંઇજ ન જાણું. મોટા મોટા મકાનો કે નાણાં નહિ, પણ વધસ્તંભે જડાએલા ખ્રિસ્તને તે જોવા માગે છે. દેવનું કામ તે વધસ્તંભ દ્વારા જોવા માગે છે. તમારા હેવાલો સ્વીકારૂં તે પહેલાં કસોટી કરવા માંગુ છું. સિસ્મોગ્રાફ નામના યંત્રથી ધરતીકંપનું માપ નીકળી શકે છે.

મિટર વડે વિજળીનો પ્રવાહ જણાય છે. પાઉલ કહે છે કે મારી પાસે મિટર છે કે જે વડે તમારી પ્રગતિ હું જાણી શકું અને તે મિટર તે પ્રભુનો વધસ્તંભ છે. ખ્રિસ્તનો વધસ્તંભ તે તેનું માપ બની ગયો તેનો આનંદ બની ગયો. આજે આપણી મંડળીઓમાં સભાસદોની સંખ્યા, ઉઘરાણાની આવક, સા શા ના બાળકો અને દેવળોમાં આવનાર કેટલા છે, એટલુંજ જણાય છે. પણ કેટલા આત્મા બચ્યા તે કેવી રીતે જણાય. સભાસદોની સંખ્યા, ભવ્ય, મકાનો કે સ્કૂલો આપણા પ્રભુને રાજી કરી શકશે નહિ, આપણા હેવાલનું માપ તે વધસ્તંભથી કાઢે છે. આપણા રિપોર્ટો તે જોતો નથી, પ્રભુ એવા હેવાલો માગતો નથી. મકાનો કે શાળાઓથી તે સંતોષી થતો નથી. તે તો જીતાએલા આત્માઓ માગે છે. જો એમ હોય તો તે તમારા દફતરો બાળી નાખશે. પ્રભુ પત્રકોથી આનંદીત થતો નથી. તમે કેટલા આત્મા જીત્યા. કેટલાએ પોતાના શરીરો ઉપર ચિન્હો લીધાં, એ તેની કસોટીની ચાવી છે. તમારા સર્ટીફિકેટોની તેને પડી નથી. તે આપણું પારખું લેવા માગે છે. કેવળ ખ્રિસ્તના વધસ્તંભ વિના હું બીજું કાંઇ ન જાણું. વધસ્તંભનો સાચો અનુભવ તમોને છે? આપણી ખાતર તે યહુદીઓની આગળ ગયો. તેઓ તેના પર થુંક્યા તેણે પાપ જાણ્યું નહિ છતાં બધું સહન કર્યું તેની કલ્પનાતો કરો, થોડાજ કલાકોની અંદર છ અદાલતોમાં તે ગયો. સાધારણ સિપાઇઓએ તેની મશ્કરી કરી. ચમત્કારો જોએલા છતાં પણ તેઓને ભાન ન હતું. ૨ ઇંચ લાંબા અણીદાર કાંટાનો મુગટ બનાવ્યો અને તેના માથે મુકીને દબાવ્યો તે લાંબી સુળો તેના હાડકાંમાં પેસી ગઇ આ બધું તેણે સહ્યું. કોરડા કે જેની અંદર પોલાદની પાતળી અણીદાર પટીઓ રહેલી હોય છે, બરડો ખુલ્લો કરીને તેને મારવામાં આવ્યો. એક પણ શબ્દ બોલ્યા વિના તેણે સહન કર્યું, તેના મોં પર પડેલું થુક સુકાઇ ગયું તેને કોઈ લુંછનાર ન હતું. આવી ઘવાએલી સ્થિતિમાં તેણે વધસ્તંભ ઉચક્યો તેની કલ્પના તો કરો. લોકો તેનીપર લાદ અને છાણ નાખતા હતા છતાં તેણે તે સહન કર્યું. થુક અને છાણ તેના મોં પર સુકાઇ ગયાં પણ કોઇએ લુછયું નહિ છેવટે કાલવરીએ ગયો. તેણે પાપ જાણ્યું નહિ છતાં સહન કર્યું ત્રણ, પાંચ, છચ લાંબા ખીલા ભારે હથોડાથી તેઓએ ઠોક્યા. એક હાથમાં જ્યારે ખીલા વાગતા હતા ત્યારે બીજા હાથે તે માફી માગતો હતો, કે પ્રભુ તેઓને માફ કર. હવે પગનો વારો આવ્યો. ઉપરના બંને હાથમાં ખીલા લગાવેલા હતા છતાં તેઓએ બંને પગને એવી રીતે ખેંચ્યા કે

તેના શરીરના સાંધા તુટી ગયા. છતાં તે બોલ્યો, કે પ્રભુ તેઓને માફ કર. છેવટે વધસ્તંભ ઉપાડયો ને ખાડામાં ઉભો કર્યો. છ કલાક સુધી તેઓએ તેની મશ્કરી કરી વધસ્તંભ ઉપર તે રિબાતો હતો. રસ્તેજનાર મુસાફરોએ પણ તેની નિંદા કીધી. તેણે પાપ જાણ્યું નહિ તેણે એક પણ પાપ કર્યુ નહિ છતાં શા માટે તેણે આ બધું સહન કર્યું. વધસ્તંભનું ખરૂ દર્શન જ્યારે આપણને થાય ત્યારે એક પળવાર પણ વિલંબ કરી શકીએ નહિ. પાઉલને તેના વધસ્તંભનું ખરું દર્શન થયું હતું તેથીજ તે કહે છે કે વધસ્તંભે જડાએલા ખ્રિસ્ત વિના બીજું કોઈ ન જાણું. જ્યાં લગી ઘોડાઓ ઉપરથી નહિ પડીએ. ત્યાં લગી તેનું ખરૂં દર્શન પામવાના નથી શું તમે તેની મશ્કરીના ભાગીઆ થવા માગો છો? ખ્રિસ્તને લીધે સહન કરવા તૈયાર છો? તમારા ઘોડાઓ પરથી પડવા તૈયાર છો?-પ્રભુને લીધે જમીનદોસ્ત થવા માગો છો? તમારા હૃદયોમાં સાચી શાંતિ આવી નથી. તમે પોતાને ભોંયપર પાડવા ચાહો છો. ત્યારેજ દેવનો આત્મા કામ કરશે ખરી શાંતિ ને તારણનો આનંદ મળશે.

" જેઓ પવિત્ર આત્માના કામની મશ્કરી કરે છે તેઓ પવિત્ર આત્માની મશ્કરી કરે છે. તેઓને કદી માફ કરવામાં આવશે નહિ."

આપણી મંડળીઓના સમાજના ઘણાં ગુંચવાડા ભરેલા પ્રશ્નોનો આપણે નિકાલ આણી શકતા નથી. તેનું કારણ એજ છે, કે પવિત્ર આત્માનું પરાક્રમ આપણામાં નથી. આપણી નિર્બળતાનું પણ એજ કારણ છે. "દેશી ખ્રિસ્તીઓને પવિત્ર આત્માના પરાક્રમથી ખાસ આવશ્યકતા છે. આપણી આત્મિક સ્થીતિ ઘણીજ અધમ છે જ્યાં સુધી તે પરાક્રમ આવશે નહિ ત્યાં સુધી આપણી કમિટિઓ અને મીટીંગો તે પ્રશ્નોનો ઉકેલ આણી શકશે નહિ. "ખ્રિસ્તીઓ તરીકે જે મહાન શક્તિ આપણામાં હોવી જોઇએ તે અત્યારે નથી." પણ જ્યારે ઇશ્વરની આગળ આપણે દીન થઇને આપણું અભિમાન તોડી નાખીએ. ત્યારેજ જીવતો દેવ આપણા હૃદયોમાંઆવે છે. ને જ્યારે તેની હાજરી થાય છે, ત્યારે તે પરાક્રમ આપણે પામીએ છીએ.

છતાં જ્યારે દેવનું પરાક્રમ આવે છે, ત્યારે ઘણાં તેના કામની મશ્કરી કરે છે. જોકે તેઓ મશ્કરી કરે છે, તેમાં તેઓને એવું સખત વેઠવું પડે છે, કે તેઓ પાછળથી ઘણા પસ્તાય છે.' ઘણાં પાળકો અને મિશનેરીઓ તેની મશ્કરી કરે છે," ઇશ્વર કહે છે, કે "જેઓ પવિત્ર આત્માની મશ્કરી કરે છે તેઓને

કદી માફ કરવામાં આવશે નહિ." તેની મશ્કરી કરવી, તેના સંબંધી પાયા વિનાની નકામી વાતો કરવી તે મોટું પાપ છે. બાઇબલ શું કહે છે? માત્થી ૨૬; ૧૫ પીતરને જ્યારે તે વાત યાદ આવી ત્યારે તે બહાર જઇને જ્યારે માણસને પોતાના પાપનું ભાન થાય છે. ત્યારે રડયો. તે રડે છે. માટે જો એ મશ્કરી કરવામાં તમારો હિસ્સો હોય, તો તમે ભલે ગમે તે હો પણ કદી માફ થશે નહિ પીતરને જ્યારે ભાન થયું, ત્યારે તે રડયો. કોઈ માણસ તેની પાસે આવ્યો નહિ દેવે તેને કંઇ કીધું. નહિ પણ એકજવાર તેની દૃષ્ટિ પડતાની સાથે તેને ભાન થયું, ને તે રડયો. જ્યારે આપણને પાપનું ભાન થાય છે, ત્યારે રડયા વિના રહી શકાયજ નહિ. લુક ૬; ૨૧માં કહે છે. "હમણાંના રડનારાઓને ધન્ય છે, કેમકે તમે હસશો." આપણા પાપના કારણે રડવુંજ જોઇએ. કહે છે, કે "તેણે પોતાના દેહ ધારીપણામાં પોતાને મરણથી છોડાવવાને જે શક્તિમાન હતો, તેની પાસે મોટે ઘાંટે આંસુએ પ્રાર્થના તથા કાલાવાલા કીધા." હેબ્રી. ૫; ૭.-ખુદ આપણો પ્રભુ પોતે પાપ વિનાનો હતો, છતાં આપણા પાપને માટે મોટે ઘાંટે આસુ સાથે હાંક મારે તો આપણે પાપી કોણ માત્ર? રડયા વિના રહી શકીએ. કેવી રીતે શાંત રહી શકાય?

ધારોકે તમારી મા ચોધાર આંસુએ રડે છે, કારણ જાણ્યાવગર તમે તેની સાથે રડયા વિના રહી શકશો નહિ. કારણકે તમે તેના પર પ્રેમ રાખો છો. તો પછી આપણો પ્રભુ આપણા પાપને માટે રડયો. આપણા લીધે તેને રડતો જોઇને ઘવાએલો, કષ્ટાતો જોઇને કેવા રીતે આપણાથી રડયા વિના રહી શકાય. માત્થી ૨૭; ૪૬માં "મોટે ઘાંટે હાંક મારતાં આપણો પ્રભુ રડયો." શું ! તે સહન કરવાને સમર્થ નહોતો ? તે પોતાને માટે રડયો નહિ. પણ આપણા પાપના બોજથી તે રડયો. એજ અધ્યાયની ૫૦ મી કલમમાં તે ફરી રડયો, ને પ્રાણ મૂકયો, શા માટે તે રડયો? તેને ખિલા મારવામાં આવ્યા તેથી? કાંટાનો મુગટ મૂકયો તેથી? કોરડા માર્યા તેથી? ના તે બધું તો તેણે મુગા મોઢે આનંદથી સહ્યું. છેવટે મરણ પણ પામ્યો. કેવળ આપણા પાપને ખાતર તે રડયો, તો જ્યારે આપણે તેને જોઇએ તો કેવી રીતે રડયા વિના રહેવાય! છતાં આપણે તેની પરવા કરતા નથી. ન ઘણાં જેઓ રડે છે, તેઓને હસી કાઢે છે. ને મશ્કરી કરે છે. આપણાં વ્હાલાઓ રડે છે ત્યારે આપણાથી રડયા વિના રહેવાતું નથી કારણકે માનસિક સ્વભાવજ એવો છે. માટે ઘણાંઓને જ્યારે તેના વધ-સ્તંભનું દર્શન થાય છે. ત્યારે તેઓ હયાફાટ રડે છે. નાની ઉમરના બાળકો પણ રડે છે. શું! તેઓને રડવાની ટેવ છે? ના. તેઓ રડયા વિના રહી શકતાજ નથી.

શિઆલકોટની અંદર એક વખત સાંજની સભામાં ઘણી ઘણી જાતના માણસો આવ્યા હતા. ભાષણ બાદ તેઓ બધા રડવા લાગ્યા, જ્યારે એક તરફ કેટલાક કેળવાએલા, યુવાનો ટોળું થઇને, તેઓને (રડનારાઓને) હસતા હતા પણ સાંજની સભામાં પેલા હસનારામાંના ઘણાનું બદલાણ થઇ ગયું; જો કે અમે તેઓને કંઇ કહ્યું નહોતું. છતાં દેવના પરાક્રમે કામ કીધું.

શું કદી કોઈજ કારણ વિના રડી શકે? ગમે તેવો હોંશિયાર નટ કે એકટર પણ એ પ્રમાણે રડી શકે? કારણ વિના રડી શકાય જ નહિ. છતાં જ્યારે પાપની ખાત્રી થાય છે, ત્યારે રાતોની રાત રડવામાં ચાલી જાય છે. અને ત્યારબાદ ખરો આનંદ મળે છે. જો આપણો પ્રભુ આપણે માટે રડયો, તો આપણે કેમ રડયા વિના રહીએ! નહેમ્યાહ. ૮ મા અધ્યાયમાં કહે છે કે આખી સભા રડી. તેઓએ વરસોથી દેવને ખેદીત કર્યો હતો, પ્રજા તરીકે તેઓએ ફીતુર કીધું હતું. તેના માટે તેઓને ઘણું વેઠવું પડયું હતું, પણ જ્યારે તેઓ તેનું વચન સાંભળે છે. ત્યારે તેઓ રડવા લાગ્યા, ને પશ્ચાતાપ કીધો. પ્રભુ કહે છે કે પુરા પશ્ચાતાપ વિના ખરો આનંદ નથી, જ્યારે તેઓને તેમની સ્થિતિનું ભાન થયું, તેમના મળેલા આશીર્વાદ યાદ આવ્યા, ત્યારે તેઓ રડયા. જ્યાં ખરો પશ્ચાતાપ છે, ત્યાં રડયા વિના રહેવાતું નથી. ૧ લો રાજા. ૮;૫૪ કહે છે કે, સુલેમાન રાજા રડયો, ને પોતાના હાથ પ્રસારીને તેઓને આશીર્વાદ દીધો. હવે જો આપણે હસીએ છીએ, તો રાજાને દોષીત ઠરાવીએ છીએ. માટે જો આપણે હસીએ તો પવિત્ર આત્માને દેષીત ઠરાવીએ છીએ. ને તેની મશ્કરી કરીએ છીએ. પવિત્ર આત્માની વિરૂદ્ધ પાપ કરશો નહિ આપણી મશ્કરી, ઠઠ્ઠા, અને હસવાથી કંઈ સર્વ-શક્તિમાન ઇશ્વરના કાર્યને અટકાવી શકતા નથી,

તેની ખાતર અપમાન સહન કરવાને આપણે જોડાયા છીએ. જો તેઓ તેના મોં પર થુકયાં. ને મશ્કરી કરવામાં કાંઇ બાકી રાખી નહિ. તો આપણે કેમ કરીને બચીએ. "તેના નામને લીધે અપમાન પામવા જોગ ગણાયા, તેથી તેઓ હરખાયા, પ્રે કૃ. ૫; ૪૧. ત્યારે શું આપણે દેવની હજુરમાં માનવંત છીએ, કે તેની મશ્કરી કરીએ! માટે "ચેતો ભુલો મા! પવિત્ર આત્માની વિરૂદ્ધ પાપ કરશો નહિ. અને જો તે પાપ તમે કરો તો જ્યારે તમારાં પર દુ:ખ આવી પડે, ત્યારે નવાઈ પામશો નહિ.

કારણ કે તેના જીવતાં વચનો છે, કે એવાઓને કદી માફ કરવામાં આવશે નહિ. ઘણાં જણને તે પાપ કર્યાને લીધે ભારે ભારે ભોગ આપવા પડયા છે. ભયંકર મરણ તેઓનાં થયાં છે. માટે ચેતો! તમારા અજ્ઞાનને લઇને તમારા અભિમાનને લીધે દેવનાં કામની વિરૂદ્ધ દુર્ભાષણ કરશો નહિ. ને તેની વિરૂદ્ધ થશો નહિ. તેના જીવતા ને સત્ય વચનો કહે છે, કે દરેક જણ રડયા વિના રહ્યા નહિ, રાજાઓ પણ રડયા. ગીત, ૧૯,૧૦, દાઉદ રાજાને જ્યારે તેના પાપની ખાત્રીને સાબીતી આપવામાં આવી, ત્યારે તે રડયા વિના રહી શકયો નહિ. રાજા છતાં દોષીત ઠરવાથી રડયો. હવે જો આપણે હસીએ ને મશ્કરી કરીએ, તો રાજાઓ પ્રબોધકો, ખુદ ઈસુ ખ્રિસ્તને દોષિત ઠરાવીએ છીએ. ને તેની વિરૂદ્ધ દુભાર્ષણ કરી દેવના કામને અડચણ કરીએ છીએ, જો તમે તેઓને દંભી માનો છો, તો તેની સાબીતીઓ દેવની પાસે લઇ જાઓ. નહિ તો ભારે શિક્ષા પામશો. જે દંભી છે, તેને તે સજા કરશે તે અન્યાય કરતો નથી. માટે એવું ભયંકર પાપ કરીને દેવના કામમાં ડખલ કરશો નહિ. પવિત્ર આત્માને તેનું કામ સંપૂર્ણ કરવા દો.

"જે કોઇ પવિત્ર આત્માની વિરૂદ્ધ પાપ કરે છે, તેને માફ કરવામાં આવશે નહિ."

હવે તેના નામ પર વિશ્વાસ કરનારાઓ, જેવો નવો જન્મ પામ્યા છે, જેઓને દેવે સાત અનુભવોમાંથી પસાર કર્યા છે. તેઓનો હિસ્સો સ્વર્ગમાં છે, તે સ્વર્ગનું ઝાંખું દર્શન કરીએ. પ્રભુ ઇસુનો વહાલો શિષ્ય જેને જીવતા દેવે આત્મામાં દર્શન આપ્યું. **જુઓ આકાશમાં એક રાજ્યાસન મુકાયું ને રાજ્યાસનની આસપાસ મેઘધનુષ્ય** ને રાજ્યાસન પર એક બેઠેલો હતો ને જે બેઠો હતો, તે જોવામાં યાસપીસ પાષાણ તથા લાલ સરખો હતો, ને જોવામાં લીલમ સરખું હતું. પ્રકટી. ૪; ૨, ૩.

જે બાબતો આપણી આંખોએ જોઇ નથી, તે બાબતોના સત્ય વર્ણન સહેલાઇથી થઇ શકે એમ નથી, જ્યાં લગી તેઓની છબી આપણી આંખો સમક્ષ ના આવે, ત્યાં લગી તેનું સત્ય વર્ણન થઇ શકતું નથી. તો સ્વર્ગીય બાબતો જે આપણી દૈહિક આંખો જોઇ શકતી નથી. તેનું વર્ણન કરવું, કેટલું મુશ્કેલ લાગે? પણ દેવ કહે છે કે, 'જે આંખે જોયું નથી, ને જે કાને સાંભળ્યું નથી ને જે માણસના મનમાં પેઠું નથી. દેવે

પોતાના પર પ્રેમ કરનારાઓને સારૂ જે સિદ્ધ કર્યું છે. તે તો દેવે પોતાના આત્માથી આપણને પ્રગટ કર્યું છે. કેમકે આત્મા સર્વને, હા દેવની ઉંડી વાતોને શોધે છે. ૧ કરંથી. ૨;૯"

સ્વર્ગનું આબેહુબ દર્શન પૃથ્વી ઉપર પામી શકાય એમ નથી. તેની પુરી સમજણ તો તે દિવસેજ જણાશે, કે જયારે સ્વર્ગમાં હોઇશું. દેવ કાંઇક સ્વાદ આપણને આપે છે, પણ તેનું આબેહુબ દર્શન તો જયારે આપણે તેને મોઢેમોઢ જોઇશું ત્યારે થશે, યોહાને ઘણી બાબતો જોઈ, એક રાજયાસન. તેના આસપાસ ચોવીસ આસનો હતાં. જેમાંના બાર પ્રેરિતોના પાયા પર બંધાએલી મંડળીના. ને બાકીના બાર તે બાર કુળના છે, હવે નવો કરાર, ને જુનો કરાર બંને એક બીજાની ન્યુનતા પૂરી કરે છે. તેથીજ બાર રાજયાસન જુના માટે, અને બાકીના બાર તેઓની પછી-નાના માટે છે. અને એ પરિપુર્ણતાની સાબીતી પેલા મેઘધનુષ્યમાં છે. મેઘધનુષ્યમાં સાત રંગ હોય છે. સાત તે સંપુર્ણતા સુચવે છે, મેઘધનુષ્ય તે કરાર પાળનારનું ચિહ્ન છે. તે ઇશ્વરનો કરાર બતાવે છે. ઉત્પત્તી ૯;૯-૧૭ યુન. ૭;૯. માટે જયારે આપણે મેઘધનુષ્ય જોઇએ છીએ, ત્યારે તે તેનું વિશ્વાસુપણું તથા કરાર યાદ કરાવે છે.

એક યુવાનને તેની બહેન તરફથી કાગળ મળ્યો, તે કવરમાં કેટલાંક સુકાએલાં ફુલ હતા, તે ફુલ જોઇને તેની આંખોમાંથી આંસુ પડયાં, તેની બહેને જણાવ્યું હતું કે આ ફુલ આપણી માની કબર ઉપરનાં છે. તે ફુલ જોવાથી તેની માનો પ્રેમ યાદ આવ્યો, ને તે રડવા લાગ્યો. બીજાઓની નજરમાં ભલે તે ફુલ સુકાએલાં હોય, પણ તેની નજરમાં તે યાદગીરી રૂપ હતાં, તે ચિમળાએલાં ફુલોમાં તેની માનો સંદેશો સમાએલો હતો. એજ પ્રમાણે મેઘધનુષ્ય તેના પર પ્રેમ કરનારાઓ માટે ચિન્હરૂપ છે તેની બાર ફતે તેનું વિશ્વાસુપણું અને તેનો કરાર સાબીત કરે છે. યોહાને મેઘધનુષ્ય જોયું, બીજા શબ્દોમાં કહીએ તો પ્રભુ તેને તે મેઘધનુષ્યદ્વારા કહે છે કે, મેં મારો કરાર પાળ્યો છે. માણસો તરીકે આપણે ઘણાં કરારો કરીએ છીએ. ઘણાં વચનો આપીએ છીએ. પણ તે પાળી શકતા નથી. પણ આપણો પ્રભુ તેના આપેલા વચનો કદી તોડતો નથી. તે કદી નિરાશ કરતો નથી. આપણે તેનું નુકસાન કર્યું, તેની સામે ફીતુર કર્યું, છતાં પ્રભુ કહે છે કે મારો કરાર હું પાળીશ. તેના મેઘધનુષ્યની મારફતે તે સંપૂર્ણતાનો ઇશ્વર તથા કરાર પાળનાર ઇશ્વર છે એમ સાબીત કરે છે.

તેણે તેના ભક્તોને કરાર આપ્યા, ને તે પાળ્યાં છે. ઉત્પતી ૭;૧૫, આપણું મોટામાં મોટું પાપ, અનાજ્ઞાંકિતપણું છે. તેની આજ્ઞા તોડીને તેને આપણે નિરાશ કરીએ છીએ. પણ તે વિશ્વાસુ રહે છે. "જુઓ કુંવારી ગર્ભવતી થઇને પુત્ર જણશે, યશા. ૭; ૪. તે કરાર તેણે પાળ્યો છે. ઉત્પતી ૧૨;૩. તે ઇબ્રાહીમની સાથે કરાર કરે છે. ને ગલા, ૩; ૧૬–૧૮માં પુરો કરે છે. પુન ૧૮; ૮માં તે મુસાને વચન આપે છે. ૨, શમુ ૭; ૧૬માં તે વચન આપે છે કે, તારૂં ઘર તથા તારૂં રાજ્ય સદા તારી આગળ અવિચળ થશે. આ વચનો પ્રમાણે જુના કરારમાંના સંતોનો હીસ્સો તે રાજ્યાસનમાં હોવોજ જોઇએ. કારણકે દેવે તેઓને આપેલા કરાર પાળ્યા છે.

પ્રભુ કહે છે કે, સાત દીવીને સાત આત્માના કામ ત્યાં ન હોત, તો તું ત્યાંજ રહ્યો હોત. માટે સાત દીવા જો સળગતા નથી; તો ત્યાં જવું તદન અશકય છે. વીજળીની બત્તીઓ જેમ એકજ પ્રવાહથી બળે છે, તેમ એકેજ આત્માના સાતે સાત કામ રાજ્યાસન આગળ લઇ જવા તૈયાર કરે છે. તેજ આપણને સ્વર્ગે પહોંચાડનાર છે, માનસીક શક્તિ, જ્ઞાન કે પરાક્રમ નહિ. નાનું બી જે મોટું ઝાડ ઉત્પન્ન કરે છે તે બીમાં એવું કંઇક છે કે, જેમાં જીવન રહેલું છે. જમીનમાં નાખ્યા સિવાય બીમાંથી તે જીવન નીકળતું નથી. આપણે પણ બીના જેવાજ છીએ આપણામાં શકયતાઓ છે પણ આપણે મરવું જોઇએ. કરીંથીના પત્રમાં પાઊલ કહે છે કે હું દરરોજ મરી જાઉં છુ. જો આપણે મરીએ તોજ પવિત્ર આત્મા આવવાથી આપણામાંની એ શકયતાઓ બહાર આવે છે, જેમ બીનો કોલસો સળગે તે પડેલાં તેમાંથી બીનાશ જતી રહે છે. તેજ પ્રમાણે દેવના અગ્નિથી બને છે. જેઓ નવો જન્મ પામેલા છે તેઓ અગ્નિની ઇચ્છા રાખે છે અને તે અગ્નિ દેવની હજુરમાંથી આવે છે જ્યારે તે આત્માના પરિણામે પાછળ જણાવેલા સાતેસાત દીવા સળગતા થાય છે કે જે આપણને સ્વર્ગે લઇ જાય છે. વળી કહે છે કે રાજ્યાસનમાંથી વિજળીઓ, અને ગર્જનાઓ નીકળતાં હતાં. જેએ એ તેનો સ્વિકાર કર્યો નથી, તેઓ નીચે છે અને તેઓ એ અનુભવે છે. જેમ ઉંચા પર્વત પર હોઇએ ને નીચે કાળાં વાદળાં, વિજળીઓ ને કાટકા જોઇએ છીએ પણ આપણી પર સૂર્યનો પ્રકાશ પ્રકાશે છે. એજ પ્રમાણે જેઓ નીચે રહી જશે. તેઓ કેવળ વિજળી અને કાટકા સાંભળશે. પણ જેઓ ઉપર લઇ લેવાયા છે. તેઓ ઉપર ન્યાયીપણાનો સૂર્ય પ્રકાશશે. રાજ્યાસન અને મુગટ

તે આપણને આપે છે તેના કરાર રૂપી પ્રેષધનુષ્ય અને સાત દિવા તેઓની સાક્ષીતી આપે છે, માટે તમારા ઘુંટણે પડો. દેવની આગળ નમ્ર બનો, ને બાયબલ વાંચો, ને પ્રભુ તમને સ્વર્ગના દર્શન કરાવશે. પરંતુ નવા જન્મ વગર ત્યાં જવાશે નહિ. જો નવો જન્મ ના થયો હોય તો; હમણાંજ પસ્તાવો કરો ને નવો જન્મ પામો. પાછળ રહેશો નહિ, પ્રભુમાં આનંદ કરો.

પ્રભુ દ્વારે તેમજ કરજો દરેકને માટે નામ દઇને પ્રાર્થના કરજો. એક એક પ્રોફેસરના હાથ નીચે ત્રીસ ખ્રિસ્તી વિદ્યાર્થીઓ હતા. તેમને પ્રશ્ન પૂછયો કે, તહમે કેટલા જણને માટે નામ દઇને પ્રાર્થના કરો છો. તેણે કહ્યું કે એમાંના કેટલાક બહુ સારા નથી. સામાન્ય પ્રાર્થના કરૂં છું. પ્રોફેસર, પાળક, શિક્ષક કે મીશનેરી તરીકે તહમે ઘણું કરો છો. પણ તેઓના આત્માની દરકાર કરતા નથી વારંવાર રસ્તામાં ઘોડાની અડફેટમાં આવવાથી કે બીજા કોઇ કારણે કોઇ છોકરાને પડતું જોઇ તહમે દોડતા બચાવા જાઓ છો. જ્યારે કોઇ માણસને તહમે પાપમાં જુઓ છો ત્યારે તેના સંબધી તહમને લાગણી થતી નથી. પરંતુ તેની નિંદા અને ખોટી બના વટી વાતો કરો છો. ને આમ ખોટી અફવા ઉડાડવામાં આનંદ મેળવો છો. નિંદા કરવી તે આપણું કામ નથી. પણ આપણું કામ તો એ છે કે તેના માટે પ્રાર્થના કરવી. જ્યારે મધ્યસ્થીનો આત્મા તહમારામાં સળગશે: જ્યારે મહીમાના મુગટનું દર્શન તહમે પામશો ત્યારે તહમે તે કરી શકશો. એક આત્માનો બચાવ કરવા માટે તહમારે દરેકે ભાગ ભજવવો પડશે. જેમ ઘઉંમાંથી રોટલી બનાવવાને માટે અન્ય વ્યક્તિઓની જરૂર પડે છે, વસ્ત્રને માટે અનેક હાથ કામે લાગે છે. તેમજ એક આત્મા જીતવાને માટે ઘણા જીવનો કામે લગાડવા પડશે, ઇશ્વરે આપણે માથે એ ફરજ નાખી છે. ખ્રિસ્તીઓ તરીકે તે અદા કરવી જોઇએ. ને એ રીતે આપણે સ્વર્ગમાં પોતાનો હિસ્સો મેળવી શકીએ છીએ, દેવની સેવામાં તહમારા નાણાંનો સદુપયોગ કરજો. બીજાઓ જુએ ને માન મળે, એવા હેતુથી તહમારાં નાણાં આપશો નહિ. જેવી રીતે બીજાઓની પ્રાર્થનાથી તહમે બચ્યા છો તેવી રીતે તહમારી પ્રાર્થનાથી બીજા બચશે. તહમારી પ્રાર્થનાથી જે આત્માઓ બચ્યા હશે, તેઓને જ્યારે તહમે સ્વર્ગમાં જોશો, ત્યારે તહમારા આનંદનો પાર રહેશે નહિ, ખ્રિસ્તીઓ તરીકે નરકમાં જતા આત્માઓ બચાવવાનું આપણું જીવનધ્યેય હોવું જોઇએ. ઘુંટણે પડીને પ્રાર્થના સહિત

તમારા બાયબલનું વાંચન કરજો. જે વાનાં આંખોએ દીઠાં નથી. જે હૃદયમાં પેદા નથી, તેવાં વાનાનું સ્વર્ગીય દર્શન તે તમને કરાવશે. ટોળીઓ ઉભી કરો, કોઈના કહેવાની રાહ જોશો નહિ દેવનું વચન અને પવિત્ર આત્માને તમારા માર્ગદર્શક બનાવો. જેમ કુવાનું પાણી વપરાશ વગર બગડી જાય છે તેમજ દેવની વાત રાખી મૂકવાની નથી. પણ ફેલાવવાની છે હંમેશાં તમારી સાથે સુવાર્તા રાખો દેવના પવિત્ર બાઇબલમાં તેની સુવાર્તામાં એક પણ શબ્દ નકામો મૂકેલો નથી. તમારા મિત્રોને પ્રસંગાનુસાર બાઇબલ ભેટ તરીકે આપજો.

જરૂર દેવની વાતરૂપી નાખેલાં બી ઉગી નીકળશે. નાના બાળકો વડે પણ ઈશ્વર પોતાનું મહાન કાર્ય કરી શકે છે અને એ રીતે દેવના મહાન હેતુઓ પુર્ણ કરવા, તેના નામે ઓળખાતા દરેક ખ્રિસ્તીએ ફાળો આપવો જોઇએ.

"ખ્રિસ્તીઓ તરીકે નાશમાં જતા આત્મા બચાવવાનું આપણું જીવન ધ્યેય હોવું જોઇએ."

**સમાપ્ત.**

